# PRACTICAL ETHICS



# વ્યવહારિક નીતિ

૧૯૨૩.

કિંમત ૮ આના.

# PRACTICAL ETHICS

BY

WILLIAM DELVITT HYDE, D. D.

---

# વ્યવહારિક નીતિ.

**SURAT:**

**Printed by R. S. Dickey, at the Mission Press and published by Rev. J. Lampard, Principal, School of Theology, Baroda Camp.**

આવૃત્તિ ૧ લી.] [ નકલ ૧૦૦૦.

**કિમ્મત ૮ આના.**

---

૧૯૨૩.

# PREFACE.

This book has been in use in the Florence B. Nicholson School of Theology at Baroda for several years, the teachers making their own translation from the English original as they went along. We have always considered the work an excellent one, and have found nothing better. The translation into Gujarati was therefore decided upon, with the hope that it might be found of service beyond the bounds of the Methodist Episcopal Church.

The translation has been done by Mr. B. I. Bhutt, M. A., of Surat, and is excellent. I am greatly indebted to Dr. H. R. Scott of Surat for his generous help in a careful examination of the translation and for his general interest in the production of the book in Gujarati.

*Baroda Camp,*
*31-1-23.*

J. LAMPARD,
Principal, School of Theology,
Baroda.

# INTRODUCTION.

## ઉપોદ્ઘાત.

નીતિ એ વર્તનનો નિયમ તથા જીવનની કળા સુચવે છે.

જીવન સંબંધમાં સમાયલું છે; તેને વારંવાર બરાબર સંબંધમાં રાખવાની જરૂર છે; તેમાં બહારનાં તથા આંતરનાં વાનાં સમાયલ છે. વર્તન માટે વાનાંની જરૂર છે કે જેમાંથી ચારિત્ર બનાવી શકાય, પરીક્ષણ સામે થઈ શકાય, અને વાનાંના સહુવાસમાં આવી શકાય.

આ વાનાં કુદરત પુષ્કળતાથી આપે છે. તે દરીયાકાંહેની રેતી અને આકાશના તારાની જેમ ગણાય તેટલા નથી. તેમનો વિજ્ઞાનીક રીતે વિચાર કરતાં તેમના જૂદા જૂદા વિભાગ એવી રીતે પાડવા જોઈએ કે જેથી જીવનનાં તથા ચારિત્રનાં અગત્યનાં વાનાંની જૂદી તપાસ કરી શકાય. આ પુસ્તકનું દરેક પ્રકરણ જીવનના ખાસ અગત્યના એક વાના વિષે વિચાર કરે છે.

આમાંના દરેક વાના સાથે જૂદા જૂદા સંબંધ ઘણી રીતે રાખી શકાય છે; આમાંના કેટલાક સંબંધથી આપણને નુકશાન પણ થાય તેમ છે અને કેટલાકથી તો બિલકુલ નાશ પણ થવાનો સંભવ રહેલો છે. દરેક વાના પ્રત્યે આપણો એક એવો સંબંધ રહેલો હોય છે કે જેથી તે વાનાથી મળતો લાભ આપણને પૂરેપૂરો મળે, અને તેમજ તે વાનાનો ઉપયોગ તથા કિમ્મત તેવા ને તેવાજ રહે. આવો ઈચ્છવાજોગ સંબંધ રાખવો તે આપણી ફરજ છે.

પોતાપણું કે અમુક બાબત એ બેમાં પ્રથમ સ્થાન કોને આપવું તેનો નિર્ણય તે બાબતની ઉપર રહેલો હોય છે.

નિર્જીવ વાનાં જેવાં કે ખોરાક, પીણાં, કપડાં અને મિલ્કત એમાં પોતાપણું સર્વોત્તમ છે. આવાં વાનાં પ્રત્યે આપણે ડહાપણભરેલી રીતે સ્વાર્થી થઇએ એવી આપણી ફરજ છે. જ્યારે મનુષ્યો તથા વસ્તુઓનો મેળાપ થાય ત્યારે વાનાં કરતાં મનુષ્યનેજ પુરો હક હોય છે.

પછી જ્યારે આપણે ઈચ્છવા જોગ વાનાં જેવાં કે જ્ઞાન, કુદરત વગેરે વિષે વિચાર કરીએ છીએ, ત્યારે કેવળ સ્વાર્થભાવ આપણામાં રહી શકતો નથી. જ્ઞાન કાંઇ ગોખવાથી મળતું નથી અને કુદરત સંગ્રહ કરવાથી મળતી નથી. વાનાંની પોતાનીજ કિમ્મત હોય છે અને તેમના કેટલાક હકો પણ હોય છે, તે આપણે તાબે થવાનું ધિક્કારે છે. આ વાનાંના ઉત્તમોઉત્તમ લાભ લેવા માટે આપણે તેમને તાબે થવું જોઇએ, અને તેમના વિષેના પ્રેમમાં એટલા બધા મસ્ત થવું જોઈએ કે આપણે આપણી પોતાની જાતને પણ વિસરી જઇએ.

પણ જ્યારે આપણે મનુષ્ય મનુષ્યના સંબંધનો વિચાર કરીએ છીએ ત્યારે તો મેળવવાનો યા તાબે થવાનો સંભવ રહેતો નથી, તેમજ ઉપરોક્ત બન્નેમાંનો ગમે તે

યા ગમે તેવી રીતે મિશ્ર કરેલો સંબંધ ટકતો નથી. સામાન્ય હિતનો વિચાર અને એક મહારાજ્ય કે જેમાં દરેક વ્યક્તિની બીજી બધી વ્યક્તિઓના સંબંધમાં કાંઇ ને કાંઇ કિમ્મત હોવી જોઇએ. "મનુષ્ય બનો અને બીજાના મનુષ્યત્ત્વને માન આપો" એવી આ બાબતમાં ફરજ સમાએલી છે.

સામાજીક બાબતોમાં પ્રવેશ કરવામાં આપણે એવાં વાનાંની સમિપ જઈએ છીએ કે જેઓ બહોળા તથા ગૂઢ હિતવાળા હોય છે અને આપણા વ્યક્તિગત્ જીવન માટે ખાસ ઉપયોગના હોય છે. બીજા મનુષ્યો સાથે સરખામણી કરતાં આપણે સરખાપણું જોઈ શકીએ છીએ, પણ સમાજ સાથે સરખામણી કરતાં સમાજને વધારે મહત્ત્વ આપવાની અગત્ય છે, કારણ જે સામાજીક સંસ્થાઓ વગર મનુષ્યના જીવનની કાંઈજ કિમ્મત નથી અને મનુષ્ય એક મનુષ્ય રહી શકતો નથી. આ બાબતોમાં ફરજ એવી છે કે વફાદાર રહેવું અને આત્મભોગ આપવો.

છેવટે જ્યારે પ્રભુ વિષે વિચાર કરીએ છીએ ત્યારે તે જગતનો કર્તા છે, મનુષ્યોનો નિભાવનાર છે, કળા, કુદરત તથા સમાજનો રચનાર છે; માટે તેના પ્રતિ સંપૂર્ણ ભક્તિ અને માન એજ સંબંધ હોઇ શકે છે.

દરેક વિષયમાં ફરજ પોતાની સંપૂર્ણ ખીલવણી માટે અને તે વાનાનો સારામાં સારો ઉપયોગ એ છે, અને તે બાબતનો નિર્ણય આપણે કરવો કે તે વાનું કરે તેનો આધાર તે વાનાની આપણા કરતાં વધતીઓછી કિમ્મત પર આધાર રાખે છે.

કોઇ પણ કાર્યમાં જો આપણે આપણી ફરજ વારંવાર બજાવ્યા કરીએ તો આપણને તેમ કરવાની ટેવ પડે છે ને પછી તેમાં આનંદ લાગે છે, અને પછી આપણને તેજ પસંદ પડે છે. આવી ફરજ પ્રત્યેની ટેવ તેની સાથેનો સદ્‌ગુણ પણ લાવે છે.

સદ્‌ગુણ એ મનુષ્યનું મનુષ્યત્વ છે. તે પરીક્ષણ વખતે આપણી શી ફરજ છે તેને નિશ્ચયપૂર્વક બતાવે છે. સદ્‌ગુણ એ સત્તા છે, પ્રથમ તો પોતા પરનો કાબુ મળે છે અને પછીથી બીજા વાનાં ઉપર કાબુ મળે છે.

આમ જ્યાં ફરજ અને સદ્‌ગુણનો સંબંધ થાય છે ત્યાં તેનું ઉચ્ચતર અને જીવન વિકસાવનાર ફળ મળ્યા વગર રહેતું નથી કે જેને બદલાના નામથી ઓળખાવામાં આવ્યું છે.

સદ્‌ગુણનો બદલો ફરજ અને વાના પ્રમાણે જુદો જુદો હોય છે. જે સદ્‌ગુણો જડવસ્તુઓના સંબંધના છે તે તેમના બદલા તરીકે જડ વાનાંમાં ઉન્નતિ કરાવે છે. જે સદ્‌ગુણો ઇચ્છાજોગ વાનાને લગતા છે તેઓની શક્તિ વધે છે, વિચારબળ વધે છે અને ઉમદા ખવાસ કેળવી શકાય છે. સાથી મનુષ્યો પ્રત્યેના સદ્‌ગુણથી સામાજીક સહાનુભૂતિ અને પ્રેમની લાગણીમાં વધારો થાય છે. કુટુંબ, રાજ્ય અને સમાજ તરફના સદ્‌ગુણોથી મનુષ્ય એવાં ઉમદા કાર્યો કરી શકે છે કે તે પોતાના સ્વાર્થને તજી દે છે અને તેમાં જો મરણ થાય તો પણ તે પ્રિય લાગે તેવું છે, કારણ કે

એ તો રાજીખુશીથી આપેલ ભોગ છે, એટલા માટે કે મનુષ્ય જે સમાજનો સભાસદ છે તેને ખાતર ભોગ આપે તોપણ શું?

તોપણ જીંદગી કાંઇ આમ આગળ વધ્યાજ કરતી નથી, તે કાંઈ વિજયવંત ફોજની જેમ વાજીંત્ર વગાડતી હરહમેશ આગળ ધસ્યા કરતીજ નથી, પણ માત્ર વિષયને ચર્ચાવવા માટે આમ લખવું પડયું છે. જીંદગીમાં મોટી મોટી લડાઈઓ લડવાની છે અને મહાન શત્રુઓ જીતવાના છે. હવે આપણે બીજા સંબંધો વિષે વિચાર કરીએ.

દરેક વાનાં સાથે આપણો એકજ ખરો સંબંધ હોઈ શકે છે એને માટે બીજા બધા સંબંધ ખોટા હોવા જોઈએ. આવા બીજા સંબંધો તો પરીક્ષણરૂપ છે. પરીક્ષણ એ આપણા સ્વભાવના એકજ ભાગનો વિકાસ કરવા માટેની તૃષ્ણા છે કે જેથી એકજ ભાગને લાભ થાય છે ને આખા દેહને લાભ થતો નથી. દરેક વાનાને ઘણાં પરીક્ષણો હોય છે. "નાશમાં લઈ જનાર માર્ગ પહોળો હોય છે."

જેમ ફરજ બજાવવાથી સદ્‌ગુણ નીપજે છે તેમજ પરીક્ષણને તાબે થવાથી દુર્ગુણ નીપજે છે. દુર્ગુણ એ પરીક્ષણને તાબે થવાની ટેવ છે.

પરીક્ષણો બે જાતનાં છે. એક તો આપણે અમુક વાના વિષે ઘણોજ ઓછો વિચાર કરીએ અથવા તેની અસર ઘણીજ ઓછી થવા દઇએ તે છે, અને બીજી જાત તો એ છે કે જેમાં આપણે અમુક વાનાંને તાબે થઇ જઇએ છીએ અને આપણા જીવનમાં તેમને હદ કરતાં વધારે સ્થળ આપીએ છીએ તે છે. તે પ્રમાણે દુર્ગુણોની પણ બે જાત છે. પહેલી જાતના દુર્ગુણો તે ખામીના દોષ છે, અને બીજી જાતના દુર્ગુણો તે અતિશયોક્તિના દોષ છે. જાતજાતનાં ઘણાં પરીક્ષણો દરેક વાનામાં હોય છે, પણ આપણે સૌથી મોટા એકજ પરીક્ષણનો વિચાર કરીશું, તો પણ જેમ દરેક વાનામાં બન્ને જાતના દોષ રહેલા છે તેથી તે બન્ને જાતનો વિચાર કરીશું.

દુર્ગુણ પોતાની સાથે પોતાની શિક્ષા રાખે છે. અમુક વાનાને બગાડનાર હોવાથી તે વાનાદ્વારા આપણને મળતી સંપૂર્ણતા ને અશક્ય બનાવે છે, અથવાતો ઉચ્ચ સંબંધ થવા દેતો નથી, અથવા તો તે વાનાનો પૂરેપૂરો ઉપયોગ કરી શકાતો નથી આપણા જીવનને જોઇતી ઐક્યતા તથા સંપૂર્ણતા મળી શકે. પ્લેટોના શબ્દોમાં, "સદ્‌ગુણ એ આત્માનું આરોગ્ય, સૌંદર્ય અને સુખ છે, અને દુર્ગુણ એ આત્માનું દરદ, નબળાઇ અને ખોડ છે."

દરેક પ્રકરણ આ બતાવેલા નિયમ પ્રમાણે ગોઠવેલ છે. આ સાથેના પત્રકમાં બતાવેલ વિચારમાળા પ્રમાણે આ પુસ્તક રચવામાં આવ્યું છે. આવા પત્રકમાં એકજ શબ્દમાં અમુક બાબત વિષે લખવાનું હોવાથી કૃત્રિમતા તથા અપૂર્ણતા, દેખાય, એમ છે ખરૂં. આમ એકઠી કરેલ વાતો એકજ પત્રકમાં જોતાંની સાથે એકદમ દરેક બાબતનો ખ્યાલ આપે છે કે જેમ કરવાનું બીજા કોઈ પણ સાધનથી અશક્ય જણાય એમ છે.

# વ્યવહારિક નીતિ.

## પ્રકરણ ૧.

### ખાવું તથા પીવું.

મનુષ્યના જીવનના મુખ્ય આધારરૂપે અને ખાસ અગત્યના સાધનરૂપે ખાન તથા પાન છે. જો આપણે સગવડમાં, સુખમાં તથા આબરૂમાં રહેવું હોય તો બીજાં વાનાંઓની પણ જરૂર છે. પણ જો આપણે જીવવું હોય તો આપણને ખાણાની તથા પીણાની અગત્ય છે. આપણે આ અગત્યને વિસરીએ નહિ એટલા માટે કુદરતે આપણને બે ચોકીદાર આપેલા છે, ભુખ તથા તરસ; કે જેઓ જ્યારે આપણને ખાવાની તથા પીવાની અગત્ય જણાય ત્યારે ચેતવણી આપે છે.

### ફરજ.

**શરીરને તથા મનને સારી ચાલુ હાલતમાં રાખવાની.** આ ચેતવણીના જવાબમાં આપણે યોગ્ય સમયે જોઇતા પ્રમાણમાં તથા જરૂરનો ખોરાક ખાવો તથા પીણાં પીવાં જોઇએ કે જેથી શરીર સારી હાલતમાં રહે ને મન તથા વિચારશક્તિ સતેજ રહે.

આરોગ્યશાસ્ત્ર, આપણો પોતાનો અનુભવ તથા સામાન્ય જ્ઞાન આપણે કયારે અને શું ખાવું તથા પીવું તે વિગતવાર સુચવે છે. નીતિ આ જ્ઞાન આપણામાં છે તેમ માની લે છે અને આપણને સુચવે છે કે આરોગ્યવિદ્યાના નિયમો તે આપણા ઉત્તમ મિત્રો છે અને તેમને અનુસરવું એ આપણી ખાસ ફરજ છે.

### સદ્‌ગુણ.

**મિતાહાર એ આત્મસંયમ છે.** ભુખ તથા તરસ ખાવાનું કે પીવાનું કયારે શરૂ કરવું તે કહે છે. પણ તે કયારે બંધ કરવું તે વિષે કહેતાં નથી; અને કોઇવાર જો તે કહે છે તો તે માનવા માટે ખાસ

પ્રયાસ કરવાની ફરજ પડે છે. ખાવાની તથા પીવાની ઇચ્છા જો આપણે તેનાથી દોરવાઇએ તો આપણને ગુલામ બનાવી દે છે. સારા સ્વાદવાળા ખાણાપીણા ઉપરના આપણા પ્રેમને લીધે જો કાળજી ન રાખીએ તો આપણે એટલું બધું ખાઇએ છીએ અને પીએ છીએ કે જેથી આપણું જઠર નિર્બળ, સ્નાયુઓ શીથીલ, મગજ અવ્યવસ્થિત થાય, તંદુરસ્તી બગડે અને જીંદગી ટુંકી થઇ જાય છે. મિતાહારીપણું ખાવાની ઇચ્છાને રોકે છે ને તેને પોતાના કબજામાં રાખે છે ને તેનાથી દોરવાઇ જવાને બદલે તેને દોરે છે ને એવી રીતે કેળવે છે કે જરૂર જેટલું ખાવું ને પીવું કે એકદમ બંધ કરવું.

દરેક સદ્ગુણ એ પુરૂષાર્થ છે. મિતાહારીપણું એ એક સદ્ગુણ છે કારણ કે મનુષ્યનું માનસિક બળ જે ખરેખર બળવાન છે તેનો ઉપયોગ તે કરે છે. જે માણુસ મિતાહારી છે તે હરહમેશ બળવાન હોય છે. તે પોતાની ઇચ્છાનો ગુલામ નથી પણ સ્વામી છે, તે પોતાના જીવનનો રાજા છે.

## બદલો.

મિતાહારી મનુષ્યની બધી શક્તિઓ હરહમેશ સતેજ હોય છે. તે કામમાં, અભ્યાસમાં તથા રમતમાં સારો ભાગ લે છે, કારણ કે સારી પાચનશક્તિથી ઉદ્ભવતા લાભો જેવા કે મજબુત સ્નાયુઓ, સ્થિર મન અને નિર્મળ વિચારશક્તિ તેનામાં હોય છે. તે સખત કામ કરે છે, સારી રમત રમવામાં હારતો નથી, ઝડપથી ને નિર્મળતાથી વિચાર કરે છે કારણ કે તેનામાં જ્યારે જરૂર પડે ત્યારે કામમાં લેવા માટે હરહમેશ વધારે બળ હોય છે. તે ધંધામાં ફતેહમંદ થાય છે કારણ કે ધંધામાં મચી રહેવાને તથા આગળ વધવાને તેનામાં બળ હોય છે. તે મિત્રો સંપાદન કરી શકે છે કારણ કે તેનામાં આનંદ તથા ઉત્સાહ હોય છે કે જેથી મિત્રો આકર્ષાય છે. તે જીવનની બધી શક્તિઓનો સ્વામી છે ને તેથી ખરેખર સુખ ભોગવી શકે છે.

## પરીક્ષણ (લાલચ).

સ્વાદના આનંદ ક્ષણિક છે પણ ખરેખર નથી. ભુખ્યાને ખાવાનું સ્વાદિષ્ટ લાગે છે અને તરસ્યાને પીણું ઘણુંજ પ્રિય લાગે છે.

આ ખરેખર કુદરતની એક કૃપાળુ યોજના છે પણ જ્યાં સુધી ખાવામાં કે પીવામાં આ આનંદ સામાન્ય રીતે લાગે છે ત્યાં સુધી જો ખાઇએ કે પીએ તો પાચનશક્તિને મદદ આપી શકાય ને તેથી આરોગ્ય તથા બળ વધે છે. આપણે ખોરાક ખાતી વખતે જેટલો આનંદ માનીએ તેટલું લાભકારક છે. સારી રીતે રાંધેલો, સારી રીતે પીરસેલો, અને આનંદથી સુખી તથા સંતોષી મંડળીમાં ખાધેલો ખોરાક એકાંતમાં, ચુપકીમાં, કાચુંપાકું રાંધેલ તથા અવ્યવસ્થિત રીતે પીરસેલ ખોરાક કરતાં સર્વદા ઉત્તમ છે.

તોપણ કેટલીક વાર આ આનંદને ખાતરજ આપણે ખાઇએ તથા પીએ એવું આપણને લાગવાનો સંભવ છે અને તે જોખમભરેલું છે. પરીક્ષણ એ છે કે આપણે માટે જેટલું જરૂરનું છે તેટલાને બદલે આપણને જેટલું ગમે છે તેટલું આપણે ખાઇએ તથા પીએ છીએ.

## ખામીનો દોષ.

મિતાહારીપણા તથા અનાહારીપણામાં ફેર છે. અનાહારીપણું મિતાહારીપણા જેવુંજ લાગે છે. જેઓ અનાહારી રહે છે તેઓ ઘણીવાર તે માટે મગરૂર થાય છે. પણ તે વ્યર્થ છે એથી મિતાહારીપણા વિષે કેટલીક ભૂલ થઇ જાય છે. મિતાહારીપણામાં અને અનાહારીપણામાં શો તફાવત છે? અલબત, તે બંને ખાવાપીવાની ઇચ્છા પર અંકુશરૂપ છે. તે બંને અમિતાહારીપણાના શત્રુ છે. પણ તેઓનો ફરક તેમના આશયમાં છે. મિતાહારીપણું ખાવાની ઇચ્છા પર એટલા માટે અંકુશ રાખે છે કે જીવન વધારે આરોગ્યવાન તથા બળવાન થાય, જ્યારે અનાહારીપણું ફક્ત ભુખતરસને મારવા માટેજ અંકુશ રાખે છે. અનાહારીપણામાં ખાવાપીવાથી થતાં નુકશાનથી બચી જવાય છે તેમજ તેથી મળતા લાભો પણ ગુમાવાય છે. હિંદમાંના કેટલાક સાધુઓ પોતાના ખોરાક પર એટલો બધો અંકુશ રાખે છે કે જેમ બને તેમ ઓછામાં ઓછું ખાય છે ને પીએ છે કે જેથી દરેક ભોજન વખતે જે આનંદ તથા સુખ મળવું જોઇએ તે તેમને મળતું નથી. માટે અનાહારીપણાને આપણે મિતાહારીપણાના સદ્ગુણો સાથે ભેળસેળ કરીએ

નહિ તેની કાળજી રાખીએ. અનાહારીપણામાં બળ તથા શક્તિઓનો દેહ ઉપર અંકુશ રાખવા માટે ભોગ અપાય છે. મિતાહારીપણું બળ તથા શક્તિ મેળવવા માટે આરોગ્યતા તથા સામાન્ય સમજણના નિયમો પાળે છે અને સ્વાદના આનંદોનો એટલા માટે ભોગ આપે છે કે જીવનના આશયો સ્થીરપણાથી ને પુરા ભાવથી પ્રાપ્ત કરી શકાય.

## અતિશયોક્તિનો દોષ.

**અમિતાહારીપણું એ અકરાંતીઆપણું છે, પીણામાં અતિશયોક્તિ છાકટાપણું લાવે છે.** અકરાંતીઆ તથા છાકટા માણસો વિચાર કર્યાં વગર અને ખાવા પીવાની ઇચ્છાને પોતાના અંકુશમાં રાખ્યા વગર ખાય છે તથા પીએ છે.

અકરાંતીઓ ખાવા માટે જીવે છે. તે જીવન માટે ખાતો નથી. આ દુર્ગુણ આટલો બધો ખરાબ તથા ધિક્કારવા જોગ છે કે ઘણાજ થોડા માણસો તેના પુરેપુરા ગુલામ બની જાય છે. તોપણ જ્યારે આપણે કંઇ પણ હદ કરતાં વધારે યા નુકશાનકારક ખાણું ખાઇએ છીએ ત્યારે આપણે આ ખરાબ દુર્ગુણના દાસ બનીએ છીએ.

## દારૂડીઓ કૃત્રિમ તૃષાનો દાસ હોય છે.

દારૂ પીવાથી પ્રથમ અસર એવી થાય છે કે જેથી પીનાર ઘણો ઉશ્કેરાઇને આનંદમાં આવે કે જેવો આનંદ સામાન્ય ખોરાકથી કે પીણાથી થતો નથી. આ આનંદ શરીરને કૃત્રિમ રીતે સતેજ કરવાથી મેળવાય છે. આવી આંતરિક ઉશ્કેરણીથી શરીરને નીશો ઉતર્યા બાદ થાક જણાય છે. આવી છાકટાઇ પછી માણસને ઘણુંજ ખરાબ લાગે છે ને તેને ખરો આનંદ તો જ્યારે પોતાનુ પીણું પીએ ત્યારેજ લાગે છે. આથી શરીરમાં મંદ ગતિ અને અવ્યવસ્થા થઇ જાય છે, અને વારંવાર માદક પીણું પીવાની કૃત્રિમ અપેક્ષા થયા કરે છે ને પીવાની આતુરતામાં દિવસો લાંબા લાગે છે. આ ટેવ મનુષ્યને અજાણતાં પડી જાય છે. ધીમે ધીમે તેને પીવાનાજ વિચારો વધારે થવા લાગે છે, તેના પૈસા તથા વખતનો પણ વધારે ને વધારેજ વ્યય તે માટે કરવામાં આવે છે તે એટલે સુધી કે આખરે તે માણસ પીવા સિવાય બીજી કોઇ પણ બાબ-

તનો વિચાર કરવા અશક્ત થઈ જાય. પોતાના રોજગાર, ઘરબાર, બૈરી, છોકરાં, આબરૂ ને ચારિત્રના કરતાં આ એકજ બાબત તેને અગત્યની લાગે છે અને તે સમજી શકે તે પહેલાં તો તેનું માનસિક બળ નાશ પામે છે, તેની સમજશક્તિ ક્ષીણ થઇ જાય છે, પ્રેમવૃત્તિ નષ્ટ થઇ જાય છે અને તેની પીવાની ઇચ્છાનો તે તાબેદાર પશુવત્ ગુલામ બની જાય છે.

**દારૂનો નિષેધ એજ સર્વોત્તમ ઈલાજ છે.** દારૂ પીવાની જનસમાજમાં એટલી બધી પ્રવૃત્તિ થઇ ગએલી છે અને તે એવી દગાબાજીથી પ્રવેશ કરે છે, તેનો સ્વભાવ એટલો બધો અધમ કરનાર છે અને તેનું પરિણામ એટલું બધું ભયંકર છે કે તેનાથી બચી જવા માટે વિશ્વવ્યાપક ઇલાજ ફક્ત એજ છે કે દારૂનો પૂરેપૂરો નિષેધ કરવો જોઇએ. કોઇ માણસ એવું ધારતો હોય કે તે પોતે મન પર કાબુ રાખનાર છે ને કદી દારૂનો ગુલામ નહિ બને પણ ધારે ત્યારે પીવાનું છોડી દઇ શકે છે; પણ માદક પદાર્થોને સેવનારાઓને જે અજાયબ જેવો ભયંકર મોહ તે પદાર્થો માટે રહેલો હોય છે અને તે પદાર્થોનું દરેક વખતે સેવન કરવાથી તેમને વધારે ને વધારે નિર્બળ બનાવે છે. તેમની મનશક્તિ એકદમ નિર્બળ થાય છે. આજે જે માણસ દારૂ પીવાનું તજી શકે એવો હોય તે એક વરસ સુધી નિયમિત રીતે દારૂ પીધા પછી તેને છોડી દઇ શકે એમ ખાત્રીપૂર્વક કહેવાય નહિ. એક વરસ બાદ તેનું શરીર બદલાઇ જાય છે, તેના વિચારો જુદા, તેનું મન જુદું તેમજ તેની વિચારશક્તિ પણ જુદીજ થએલી હોય છે ને તેનું મગજ પણ બદલાઇ ગએલું હોય છે.

પીવાને માટે અસાધારણ ઇચ્છા થાય છે; તેથી દરદો લાગુ પડે છે કે જેને લીધે જ્ઞાનતંતુઓ, વિચાર, માનસિક બળ વગેરે જે અંકુશ રાખનાર શક્તિઓ છે તે ક્ષીણ થઇ જાય છે ને નાશ પામે છે. **"અડકો નહિ, ચાખો નહિ, જુઓ નહિ"** આ નિયમોથીજ કોઇ પણ માણસ આ અમાનુષી અને નિષ્ઠુર દુર્ગુણથી બચી શકે છે.

**સમાજ પ્રત્યેની જવાબદારી.** દારૂ ન પીવાથી જનસમાજમાં હિતકારક અસર ઉત્પન્ન કરી શકાય છે. જો એક નદી ઉપર બે પુલ

બાંધેલા હોય જેમાંનો એક પુલ મજબુત તથા સહિસલામત હોય તથા બીજો ભાંગેલો તુટેલો, હાલતો તથા દગો દે તેવો હોય ને તેના ઉપરથી પસાર થતાં ઘણા માણસો નદીમાં પડીને ડુબી મુઆ હોય તો શાંત મનથી ને કાળજીથી જો હું તે ઉપરથી જઈ શકતો હોઉં તોપણ મારે તે ઉપરથી ચાલવું ન જોઇએ કારણ કે મારૂં જોઇને બીજાઓ જો મારી પાછળ આવે તો તેમાંના કોઇનો નાશ થયા વગર રહે નહિ. થોડાએક આ ભયંકર પુલ ઉપર સહિસલામતીથી જઇ શકે પણ એવા હજારો છે કે જેઓ એમ સહિસલામતીથી જઇ શકતા નથી. તેઓને તો બિલકુલ નિષેધ કે છાકટાઇ ને નામેશીની જીવલેણ ડુબકી એ બેમાંથી એક પસંદ કરવુંજ જોઇએ. અને તેથીજ જનસમાજમાં જેઓ વિચારવંત તથા મન ઉપર કાબુ રાખનારાઓ છે તેઓ પોતાના સહવાસમાં આવનાર કોઇ પુત્ર, ભાઇ, કે સ્ત્રીવર્ગ, બાળકો વગેરેના હિતને ખાતર પણ આ ક્ષણિક સુખનો જો ભોગ આપે તો તેમની પાયમાલી થતી બચી જાય ને તેમનું જીવન સુખમય થાય; ને આવા ઉત્તમ નમુનાથી બીજાના જીવન તથ કુટુંબને ઘણી સારી મદદ આપી શકાય છે.

**અફીણ તથા બીજા માદક પદાર્થોનું વશીકરણ.** અફીણ અને દારૂ સરખાંજ છે. અફીણ ખાવાની કે પીવાની ટેવ પાડવી સહેલી છે પણ તે છોડવાની લગભગ અશક્ય જેવી છે. આ ઝેરની તેના ગુલામના મન ઉપર તથા વિચારશક્તિ પર જે ધીમે ધીમે અસર થાય છે તે ઘણીજ ભુંડી તથા નાશકારક હોય છે.

**તમાકુ ઉછરતા યુવકોને ઘણોજ નુકશાનકારક છે.** આ વિષે બે મત હોઇ શકે નહિ. શાળાઓના પત્રકોથી ખાત્રી થાય છે કે કલાસના ઉંચા દરજ્જાના વિદ્યાર્થીઓ ઘણે ભાગે બીડી ન પીનારા હોય છે ને ઠોઠ વિદ્યાર્થીઓ બીડી પીનારા હોય છે. એક પ્રખ્યાત વિદ્વાન કે જેણે આ વિષય ઉપર ખાસ તાલીમ લીધી હતી તેણે એક કોલેજમાંના ઉપલા વર્ગના વિદ્યાર્થીઓ સાથેના એક કલાકના સહવાસ પછી તેમની આંખો, રીતભાત તથા ચહેરા ઉપરથી ચોક્કસ રીતે કહી

શકયો હતો કે તેમાંના કયા બીડીની ટેવવાળા છે ને કયા વધારે બીડી પીનારા છે.

નાનપણથી તમાકુનો ઉપયોગ કરવાથી શરીરની વૃદ્ધિ થતી અટકી જાય છે, આંખ નબળી થઇ જાય છે, જ્ઞાનતંતુઓને ઇજા પહોંચે છે, સહનશક્તિ ઘટી જાય છે ને માનસિક બળનો ઉપયોગ બરાબર કરી શકાતો નથી. કૉલેજની વ્યાયામશાળામાંનો કે કસરતમાં ઉતરનારો કોઇ પણ ઉમેદવાર તાલીમ દરમ્યાન બીડીનો ઉપયોગ કરેજ નહિ. જે માણસ પોતાના ધંધામાં સફળતાનાં ઉત્તમ ઇનામો મેળવવાની ઇચ્છા રાખે છે તેણે તો નાનપણથીજ પોતાને આ વિષથી વેગળા રાખવાની ટેવ પાડવી જોઇએ કે જેથી જે અધોગતિ તમાકુથી થાય છે તે થવા ન પામે.

## શિક્ષા.

આ દુર્ગુણો દરદો તથા નામોશી આણે છે. શરીરમાંના આરોગ્યને બદલે અમુક સ્વાદ કે ઇચ્છાને તૃપ્ત કરવાને લીધે આ દુર્ગુણો શરીરમાં પ્રવેશ કરે છે. તેઓ નિયમ વિરૂદ્ધ કેટલાક અવયવોને ચલાવે છે કે જેથી બીજા અવયવોને નુકશાન થાય છે, અને આ તો દરદનું મુળ કારણ છે.

દરદવાળા શરીરને અવ્યવસ્થિત મન અને નબળી વિચારશક્તિ હોય છે. અફરાંતીઓ કે દારૂડીઓ પોતાના કામ પર ધ્યાન આપતો નથી, વાંચવામાં તેમજ અભ્યાસમાં તેને રસ પડતો નથી; પોતાના કુટુંબનું પોષણ કરી શકતો નથી, તેને સ્વમાનની લાગણી હોતી નથી; અને તેથીજ તે પોતે ગરીબાઇ, દરીદ્રતા તથા નામોશી પોતાની ઉપર લાવે છે. તે જનસમાજમાં દિનપ્રતિદિન નીચે ને નીચેજ ઉતરતો દેખાય છે જે બીજાઓને બોજારૂપ ને પોતે નિંદારૂપ વધારે ને વધારે થવા લાગે છે ને આખરે નીરૂપયોગી ને નિંદાપાત્ર થઇ મરણ પામે છે.

---

## પ્રકરણ ૨.

### પોષાક.

ખાવાપીવાના કરતાં ઉતરતી જરૂરીઆતનાં વાનાં પોષાક તથા રહેઠાણ છે. જો ટાઢ તથા વરસાદથી ખરેખરૂં તથા ટકાઉ રક્ષણ પામવા માટે ઘર ન હોય તેમજ શરીરને ઢાંકવા માટે ઉચિત પોષાક ન હોય તો મનુષ્ય સુધરેલો કહેવાય નહિ. આપણે જે વસ્ત્રો પહેરીએ છીએ તેથી આપણા મનની પસંદગી દર્શાવી શકાય છે અને આપણા શરીરને લગોલગ વસ્ત્રો જેટલું બીજું કાંઈજ ન હોવાથી તેઓ આપણા મનનો ભાવ લગભગ સચોટ દર્શાવે છે. "કપડાં માણસને ઘણોખરો ઓળખાવે છે."

### ફરજ.

**આકર્ષક દેખાવ.** માપસરના કપડાં, બંધબેસતા રંગો, સગવડવાળાં ઘરો, રમણીય ઓરડાઓ માટે જો માણસ થોડોજ વિચાર કરે તો જુજ વધારે ખર્ચમાં કઢંગાં અને બેડોળ કપડાં, અંધકારમય અને અવ્યવસ્થિત ઘરોને બદલે તે પ્રાપ્ત કરી શકે છે. પોશાક, રહેઠાણ તથા દેખાવ ચિત્તાકર્ષક કરવાની દરેક મનુષ્યની ફરજ છે, કારણ કે તેથી ઉચ્ચ ભાવનાઓ કેળવી શકાય છે, જીવનને ઉચ્ચ આશયોથી વિસ્તારી શકાય છે; જ્યારે અવ્યવસ્થિત ઘર અને ગંદાપણાથી આપણી ભાવનાઓ હલકી થાય છે અને સારા પોષાક પહેરવાની આપણી ઇચ્છાને દબાવવાથી બીજા તુચ્છ ઈંદ્રીયાદિક વૈભવો પ્રતિ આપણા વિચારો દોરાય છે. યોગ્ય વિચારો પ્રયાસ તથા ખર્ચથી આપણે આકર્ષક પોષાક કે ઘર રાખીએ ને જેમ આપણે પોતાને માટે અગત્યનું છે તેમજ આપણા મિત્રોને સન્માન આપનારૂં છે.

### સદ્ગુણ.

**સફાઈ રાખવાનું કંઈ દામ બેસતું નથી અને તેની ગેરહાજરી માટે માફી મળે નહિ.** ગમે તેવો ગરીબ માણસ પણ જો ધારે તો સફાઇ રાખી શકે છે. કોઇ પણ માણસ ગમે તેવો શ્રીમંત હોય તો પણ તેને સફાઇ રાખ્યા વગર ચાલેજ નહિ. સફાઇ એ સદગુણ છે, પુરૂષાર્થ

છે. તે જે વસ્તુઓ આપણે પહેરીએ છીએ તેમને કબજામાં રાખે છે, અને તેદ્વારા આપણા મન તથા લાગણીઓ દર્શાવે છે.

### બદલો.

**પોષાક મનુષ્યના ચારિત્રનું ભાન કરાવે છે.** સફાઇદાર કપડાં અને દેખાવ માણસનો વિનય તથા યોગ્યતા દર્શાવે છે ને તે દ્વારા તેનામાં વ્યવસ્થા તથા સુંદરતા માટેનો પ્રેમ તથા તેના મનનું બળ પ્રગટ કરે છે. જો કે પોષાક તો મનુષ્યના જીવનનો ઘણોજ બાહ્ય ભાગ છે તોપણ તે ઘણોજ અગત્યનો છે. કોઇ માણસને જોતાંજ આપણે તેને માટે જે અભિપ્રાય બાંધીએ છીએ તે તેના બાહ્ય દેખાવને લીધેજ છે કે જેના એક અગત્યના સાધનરૂપે પોષાક છે.

આવી રીતે પોષાકથી આપણી અંકત ઘણીખરી થાય છે. આપણી સાથેની વધારે ઓળખાણથી આ અંકતમાં પછી ભલે ફેરફાર થાય તોપણ એતો સર્વદા સિદ્ધજ છે કે પ્રથમ અસર જે થાય છે તે ઉપર બીજાની આપણી પ્રત્યેની લાગણીઓનો મુખ્ય આધાર છે. આ બાબતમાં ધ્યાન આપવાથી યા ગફલત કરવાથી અગત્યની પદવીએ મેળવાય છે યા ગુમાવાય છે.

### પરીક્ષણ.

**પોષાકને ફાંદાઓ હોય છે.** આપણે આકર્ષક દેખાઇએ એટલા માટે નહિ પણ એમ મનમાં સંતોષ માનીએ કે આપણે સુંદર દેખાઇએ છીએ અને બીજાઓ પણ તેવો વિચાર કરે તે કાળજી કરવા આપણે લલચાઇએ છીએ. આપણાથી બની શકે તેટલા સારા દેખાવાનો પ્રયાસ કરવાને બદલે આપણે બીજાના કરતાં સારા દેખાવા પ્રયત્ન કરીએ છીએ અને આવી તુચ્છ હરીફાઇમાં કપડાં પહેરવામાં આપણે હલકામાં હલકી લાગણીઓ લાવીએ છીએ. આ દંભથી ઉત્પન્ન થતાં નુકશાન જે તેમને તાબે થાય છે તેમને ભોગવવાં પડે છે, ને લોકો તેમની મશ્કરી કરી હસે છે.

### ખામીનો દોષ.

**પોષાક પર તથા આસપાસ ઘણુંજ ઓછું ધ્યાન આપવું તે કુઅડપણું છે.** આવા માણસના હાથ તથા ચહેરો મેલાં હોય છે.

તેના વાળ વિખરાયલા અને તેનાં કપડાં ચીથરેહાલ હોય છે. તેનું ઘર અવ્યવસ્થિત અને તેના આંગણામાં ઉકરડો હોય છે, તેનું ખાવાનું, મેજ મેલું અને તેનું બીછાનું વાસી હોય છે. કુઅડપણું એ અવગુણ છે. તે મનુષ્યની એવી નિર્બળતાનું ભાન કરાવે છે કે તે પોતાની આસપાસનાં વાનાંને પોતાની ઇચ્છા મુજબનાં બનાવી શકતો નથી.

## અતિશયોક્તિનો દોષ.

**કપડાં પર અને દેખાવ પર હદ કરતાં વધારે ધ્યાન આપવું તે નખરાં કરવા જેવું છે.** જો કે આ અગત્યની બાબતો છે તો ખરી તો પણ એક નિર્બળ અને ખાલી મનવાળો માણસ પોતાના વખતનો તેમજ ધ્યાનનો તે ઉપર વધારે ઉપયોગ કરે. આવા માણસને અમુક બાબતમાં જરા કાંઇ ફેરફાર થાય તો ઘણુંજ દુઃખ લાગે છે. પોતાના વાળ ઓળવામાં તથા કપડાં પહેરવામાં ડાહ્યો માણસ જેટલી મીનીટ લે છે તેને બદલે આવો નખરાંબાજ માણસ તેટલા કલાક લગાડે છે. આથી તે પોતાના પોષાકનો સ્વામી મટીને ગુલામ બને છે.

**મલીન અને નખરાંબાજ માણસ બેઉ જુદી જુદી રીતે ગુલામ છે.** મલીનતા એ ગંદકીની ગુલામગીરી છે. નખરાં એ અમુક ફેશન કે પદ્ધતિની ગુલામગીરી છે. સફાઇનું છુટાપણું તો એ છે કે માણસ પોતાના સાધનને અનુસરીને યોગ્ય સમય તથા પ્રયાસ આ બાબત માટે વાપરે છે.

## શિક્ષા.

**નખરાં હલકો પાડે છે—મલીનતા અધમ બનાવે છે. તે બન્ને ધિક્કારવા જોગ છે.** જે માણસ નવરાશના વખતમાં પોતાના હાથપગ તથા કપડાં સ્વચ્છ રાખવાની કાળજી કરતો નથી તે માણસને માટે સામાન્ય રીતે બીજા કોઇ સારો મત ધરાવતા નથી.

---

१०४८८ ११

## પ્રકરણ ૩.

## વ્યાયામ ( અંગકસરત ).

જ્યારે શરીરને સારો ખોરાક તથા સારાં કપડાં મળે ત્યારે તેની બીજી જરૂરીઆત અંગકસરત છે. આપણને જે શક્તિઓ અપાઈ છે તે વપરાશને માટે છે અને જો તે વાપરવામાં આવતી નથી તો તેઓ ઓછી થતી જાય છે. શક્તિનો ઉપયોગ ન કરવાથી તેનો જેટલો નાશ થાય છે તેટલો શકિતનો નાશ બીજા કશાથી થતો નથી. આપણી શકિતઓને સહિસલામત રાખવાનો એકજ માર્ગ એ છે કે તેમને ઉપયોગમાં લેવી. ઉંચકયા કરવાની ટેવથી આપણે વધારે ઉચકી શકીએ છીએ, વાત કરવાની ટેવથી વાત કરી શકીએ છીએ, ઘર બાંધવાની ટેવથી ઘર બાંધી શકીએ છીએ, દોડવાથી દોડી શકીએ છીએ, લખવાથી લખી શકીએ છીએ, અને વેપાર કરવાથી વેપાર કરી શકીએ છીએ પુખ્ત ઉમરના થયા પછી આપણી કસરત આપણા ધંધાને, વ્યવહારને અને સામાજીક જીવનને અનુસરે છે. બચપણમાં તથા જુવાનીમાં કે જ્યારે જીંદગીની જરૂરીઆતો વિષે આપણે ચિંતા વગરના હોઇએ છીએ ત્યારે તો આપણે કૃત્રિમ સાધનો ઉપયોગમાં લઇ કસરત કરવી પડે છે. આ જરૂરને માટેજ રમવાનું મન કુદરતી રીતે થાય છે. આનંદથી તથા જુસ્સામાં રમવાથી શક્તિઓ ઉપર આપણે કાબુ મેળવી શકીએ છીએ કે જેના ઉપર ભવિષ્યમાં આપણે સારૂં કામ કરી શકીશું કે કેમ તેનો આધાર રહેલો છે.

### ફરજ.

**ઉત્તમોત્તમ કસરત એ છે કે જે કરતી વખતે તે વિષે આપણે જરા પણ ખાસ કાળજી રાખવી પડતી નથી.** દરેક મોટા માણસની તેમજ બાળકની એ ફરજ છે કે દરરોજ વ્યાયામનો અમુક વખત ઠરાવવો. કંઇ પણ ન કરવા કરતાં અમુક નિયમિત રીતે દરરોજ કસરત કરવી તે ઘણું સારૂં છે; ખીચોખીચ નિશાળોમાં તેમજ ઓફીસો વિગેરેમાં કે જ્યાં બેઠાબેઠનું કામ હોય છે ત્યાં અંગકસરતની ખાસ જરૂર છે. રમતગમતમાં જે કસરત સહજ ઉત્પન્ન થાય છે તેજ

સારામાં સારી કસરત છે. નદીમાં ભુસકો મારીને તરીએ, ટેકરીઓ પર ચઢીએ, લાંબી મજલ ચાલીએ, દોડીએ, હીંચકા ખાઇએ, ઘોડા પર સ્વારી કરીએ, વગેરે સારામાં સારી કસરતો છે. આનું કારણ એ છે કે આપણે આવે વખતે આનંદમાં હોઇએ છીએ ને કસરતનો બિલકુલ વિચાર કરતા નથી અને આપણા ધારવા કરતાં દશગણી વધારે કસરત કરી શકીએ છીએ.

આવી ઘર બહારની કસરતના કરતાં ઉતરતા દરજ્જાની કૃત્રિમ રમતો છે, જેવી કે ફુટબોલ, વાઘબકરી, ટેનીસ, બેડમીંટન, ક્રોકે, હોકી અને ક્રીકેટ. જ્યારે કુદરતી કે કૃત્રિમ કસરત લઈ ન શકાય ત્યારે ડંબબેલ્સથી કસરત કરવી કે મગદળ ફેરવવા કે દંડ પીલવા.

આ રમતોમાંની જેટલી બને તેટલીમાં દરેક માણસે કુશળ થવું જોઈએ. આ સાધનોથી શરીરબળનો તથા શક્તિઓનો યુવાવસ્થામાં વધારો કરવો જોઇએ ને પુખ્ત વયમાં તેઓને તાજી રાખવી જોઇએ.

## સદ્ગુણ.

પ્રખ્યાત તત્ત્વવેત્તા હરબર્ટ સ્પેન્સર કહે છે કે "રાતના અખંડ ઉંઘ લીધા બાદ સવારમાં જે માણસ ઉઠે છે ને કપડાં પહેરતાં પહેરતાં ગાય છે, સહજ કારણ મળે તો હસવાને તૈયાર એવા પ્રકાશિત ચહેરા-વાળો માણસ તંદુરસ્ત હોય છે, ને તેની શક્તિઓ પ્રબળ હોય છે: તે પોતાના કામ પર આનાકાની કર્યા વગર આનંદથી જાય છે અને પાછો જ્યારે ઘેર આવે છે ત્યારે શિલકમાં શક્તિ તથા બળ આરામના સમયને માટે તેની પાસે હોય છે. જ્યાં જાય ત્યાં ઉત્સાહી હોવાને લીધે તેને આવકાર મળે છે. તેની પત્નીને મધુર સ્મિતથી તથા શબ્દોથી તે બોલાવે છે; તેનાં બાળકોને રમતગમતની વાતો કહે છે, અને તેના મિત્રોની સાથે આનંદથી વાતચીત કરતાં વચ્ચે વચ્ચે તે એવી મનો-રંજક વાતો તથા ટુચકા કહે છે કે બધાને હર્ષ થયા વગર રહે નહિ.

## બદલો.

"જેની પાસે છે તેને આપવામાં આવશે ને તેની પાસે પુષ્કળ થશે." પરિશ્રમ કરવાનો બદલો એ છે કે એકવાર પરિશ્રમ ઉઠાવ્યા

બાદ બીજીવાર વધારે પરિશ્રમ ઉઠાવી શકાય તેવું બળ મળે છે. નિયમિત રીતે કસરત કરનાર અને આનંદી રહેનાર મનુષ્યને એવી શક્તિ સહજ મળે છે કે તે જીવનના માર્ગમાં આવતી દરેક મુશ્કેલીઓ સહેલાઇથી દૂર કરી શકે છે ને પોતાના શત્રુઓને પાછા પાડે છે ને મિત્રો સંપાદન કરે છે.

## પરીક્ષણ.

**પ્રમાદને માટે કસરત કરવાની નથી.** રમતગમતમાં આનંદને એટલે સુધી લઇ જઇ શકાય કે જેથી પ્રમાદ ઉત્પન્ન થાય; આમ કરીએ તો પ્રમાદ મેળવવાને ખાતર કસરત કરી કહેવાય. આ લાલચ દરેક રમતગમતમાં લાગુ પડે છે. આના બીકને લીધેજ કેટલીક સખત પરિશ્રમની રમતો વિષે કેટલાક મનુષ્યો અવિશ્વાસ રાખે છે ને તે રમતોને વખોડે છે. તેઓ એવી ભુલ ખાય છે કે એ રમતોમાં અમુક દોષ છે. જેમ જેમ આપણે નીતિનો અભ્યાસ આગળ કરીશું તેમ તેમ આપણે જોઇશું કે દરેક વાનામાં અમુક લાલચ કે પરીક્ષણ હોય છે અને ઉત્તમોત્તમ વાનામાં સૌથી વધારે સખત લાલચ રહેલી હોય છે; અને જો આપણે લાલચથી વેગળા રહેવા માગતા હોઇએ તો આપણે આ જગતથી વેગળા થવું જોઇએ.

આપણે બધા એક મતે સ્વીકારીશું કે પ્રમાદને ખાતર કસરત કરવાની લાલચ ખરેખર ગંભીર છે. તે કુદરતી ઘર બહારની રમતોમાં જેમ કે તરવું, વહાણ હંકારવું, શિકારે જવું, પહાડ પર ચઢવું, વગેરેમાં લાલચ ઘણીજ ઓછી પ્રવેશ કરી શકે છે તેથી આપણે આવી રમત-ગમતોને આપણા નિત્ય નિયમમાં ખાસ સ્થળ આપવું જોઇએ. આપણે યાદ રાખવું જોઇએ કે ઘરમાં રમવાની કૃત્રિમ રમતો જેવી કે નાચરંગ, પાનાં રમવાં, સોગટાંબાજી, શેત્રંજ, નાટક, વગેરે પ્રમાદ ઉત્પન્ન કરાવવાને ખાતરજ રમવામાં આવતી હોય તેવું લાગે છે. જ્યારે કોઇ પણ રમત આપણને આવશ્યક લાગે છે એવી રીતે કે જાણે તેના વગર ચાલેજ નહિ ત્યારે એમ સમજવું કે આપણા જીવનની બીજી નિયમિત ફરજો વિષે આપણને ઉત્તેજન આપવાને બદલે પાછા પાડે છે

અને તેજ પળે આપણે રમતને ઓછી કરી નાખવી ને જરૂર પડે તો બિલકુલ મુકી દેવી.

## ખામીનો દોષ.

**કસરતની ખામીથી માણસ ચીડિયલ થાય છે.** જેમ દૂધ રાખી મેલવામાં આવે તો ખાટું થઇ બગડી જાય છે તેમજ માણસનું શરીર જો સાચવી રાખવામાં ન આવે તો બગડી જાય છે. ચિડિયાપણાથી પ્રથમ આપણે પોતેજ દુઃખી થઇએ છીએ ને પછીથી બીજાઓને પણ દુઃખના કારણરૂપ થઇ પડીએ છીએ. દેહને વિષે બેદરકાર રહેવાથી નબળા થએલા માણસની શી સ્થિતિ છે તે તપાસીએ. નબળો તો તે થએલો હોય છે ને તેમાં વળી પોતાના ગજા ઉપરાંત કામ કરવા જાય એટલે તે વધારે ને વધારે નબળો થતો જાય છે. જે રમતમાં મહેનત કરવી પડે છે તેમાં તેને આનંદ લાગતો નથી અને મંદ જુસ્સાને લીધે બેઠાબેઠની રમતમાં પણ તે ઉત્સાહથી ભાગ લઇ શકતો નથી. ટુંકમાં તેને જીંદગી બોજારૂપ લાગે છે. માંદગી તથા નિર્બળતાથી થતી નિરાશાને લીધે તેના સ્વભાવ ચીઢીઅલ થઇ જાય છે, જે રોજ કુટુંબમાં બધાને સહેવો પડે છે. બાળકોની રમતગમતમાં તે જુજ ભાગ લઇ શકે છે કારણ કે તેનામાં તેમ કરવાનું પણ બળ હોતું નથી અને તે પોતાના મિત્રોના આનંદમાં ભંગાણ કરનાર થાય છે.

## અતિશયોક્તિનો દોષ.

**અખંડ રમતગમતના શોખીનને ગ્લાનિ, અતિ તૃપ્તિ તથા સુગ થઇ આવે છે.** "આખો દિવસ રમત ને રમતજ કરવાથી એક છોકરો રમકડું બની જાય છે" તે કહેવત જેમ "આખો દિવસ કામ કરવાથી એક છોકરો સુસ્ત થઇ જાય છે" તે કહેવતના જેટલીજ સત્ય છે. આખો દિવસ રમતમાંજ ચિત્ત રાખવાથી જીંદગી ખાલી તથા તુચ્છ થઇ જાય છે. યોગ્ય રીતે કરેલી કસરતથી મનુષ્યને મોટાં અને અગત્યનાં કામ કરવાનું બળ મળે છે. તોપણ ખોટી રીતે આપણ જીવનના મુખ્ય ઉદ્દેશ તરીકે આપણે રમતગમતમાંજ જો મચી રહીએ તો બધાં અગત્યનાં કામો આપણને નીરસ તથા સુસ્ત લાગે છે, અને આખરે

રમતગમતો પણ નીરસ તથા સુસ્ત લાગે છે. આખા જગતમાં જોશો તો એજ દેખાશે કે જેઓ મોજમઝા મેળવનારા છે તેઓમાં ગ્લાનિ, તીરસ્કાર, તથા સુગ રહેલી હોય છે.

### શિક્ષા.

કસરત ન કરવાથી શરીરમાં રોગ પ્રવેશ કરે છે. "જે કોઇની પાસે નથી તેની પાસે જે કાંઇ છે તે પણ લઇ લેવામાં આવશે." કસરત ન કરવાથી મંદ શરીરવાળો માણસ પોતાના કામ પર પુરતું ધ્યાન આપી શકતો નથી, તેથી તેનું મન ખાટું થઇ જાય છે ને તે પોતાના સાથીઓથી અલગ થાય છે. તેની જીંદગીનો વખત ટુંકો થાય છે અને તેનું શરીર મંદ તથા નિર્ગત હોય છે; તે પોતાની મુશ્કેલી આત્મબળથી દૂર કરી શકતો નથી તેમજ બીજાની સહાયતા પણ મેળવી શકતો નથી.

---

## પ્રકરણ ૪.

## રોજગાર.

ખોરાક, કપડાં, ઘર વગેરે જીવનનાં દરેક સાધનો મહેનત કરવાનાં ફળ છે. ફળ કે બોર પણ ઝાડ પરથી તોડવાની મહેનત ન કરીએ તો ખાઇ શકાતાં નથી, ચામડાના જંગલી પોષાકને માટે પણ જાનવરના શરીર પરથી કાઢવાની મહેનત લેવી પડે છે. ગુફા કે ખડકમાંનું રહેઠાણ બીજાના હુમલાથી બચવા માટે કબજે લેવું પડે છે ને તેનું રક્ષણ કરવું પડે છે. જેમ જેમ મનુષ્યોમાં સુધારો વધતો જાય છે તેમ તેમ માલ બનાવવાને માટે ઉપયોગમાં આવતી મજુરીમાં પણ વધારો થતો જાય છે. કુદરતે ઉત્પન્ન કરેલ વાનાંમાંથી મનુષ્યના જીવન માટેનાં ઉપયોગી વાનાં બનાવવા માટેની ઇચ્છાને લીધે મહેનત કરનારા મનુષ્યનો ખપ વિશ્વવ્યાપક છે, અને તેથી મહેનત કરવી એ મનુષ્યને માટે અગત્યનું કામ છે. નિયમિત ભોજન, સુવ્યવસ્થિત ઘર, જ્ઞાન, સુધારો એ બધાં મહેનતનાંજ ફળ છે, અને જો આપણે આ ફળ ઉત્પન્ન કરવામાં ભાગ ન લઇએ તો તેમનો ઉપભોગ કરવાનો આપણને

કંઇ પણ હક નથી. "ચાકરી વગર ભાખરી નથી." "જો કોઇ માણસ કામ કરવા ન ઇચ્છે તો તે ખાય પણ નહિ." થોમસ કારલાઇલ નામનો મહાન લેખક કહે છે કે "બધાં કામ ઉમદા છે મહેનત એકલીજ ઉમદા છે. ધન્ય છે એવા માણસને કે જેને પોતાનું કામ મળેલું છે, તેને બીજા આશીર્વાદની કાંઇજ જરૂર નથી. હું બે જાતનાજ માણસને માટે માન ધરાવું છું. એક તો એ માણસ કે જે પોતાના સતત ઉદ્યોગથી પૃથ્વી પરનાં વાનાંની સહાયતા વડે મહાન મહેનતથી પૃથ્વીને જીતે છે ને મનુષ્યોની બનાવે છે. બીજો માણસ તો એ છે કે જેને માટે મને પહેલાના કરતાં પણ વધારે માન છે અને તે તો મનુષ્યના આત્મિક જીવનને ટકાવી રાખવા માટેની અગત્યની રોટલી પુરી પાડવા માટે સતત ઉદ્યોગ કરે છે. આ બન્નેને તેમની દરેકે દરેક જુદી જુદી પાયરીમાં હું માન્યવર લેખું છું, બીજા બધા મારી ગણત્રીમાં ફોતરા તથા ધુળ જેવા છે કે તે વા વાયાથી ઉડી જાય છે. આપણે બધાએ મહેનત કરવી જોઇએ નહિ તો ચોરી કરવી જોઇએ (પછી ભલે આપણી ચોરીને આપણે ગમે તે નામ આપીએ) કે જે કામ ઘણુંજ નિંદનીય છે."

## ફરજ.

દરેક માણસ પોતાની મહેનતના ફળ ઉપર નીભે છે કે બીજાઓની મહેનતના ફળ ઉપર નીભે છે. બચપણમાં તો આપણે આપણા માબાપની કે સગાંવહાલાંની મહેનતના ફળ ઉપર નીભીએ તે વાસ્તવિક છે. પણ મોટી ઉંમરના તથા મજબુત શરીર-વાળા પુરૂષ તથા સ્ત્રીને માટે બીજાની મહેનતના ફળ ઉપર નિભવું ને આધાર રાખવો તે તો હરહમેશ બચપણમાં રહેવા જેવું છે. આળસુ ધનવાનના જેવી નીરૂપયોગી તથા નિરર્થક જીંદગી બીજા કોઇની હોઇ શકે નહિ. આળસુ ગરીબ માણસને આળસની સજા ખમવી પડે છે. તે જગતને થોડું આપે છે ને તેનો બદલો પણ તેને થોડોજ મળે છે. આળસુ ધનવાન જગતને કંઇજ આપતો નથી ને તેને પુષ્કળ બદલો મળે છે. જ્યારે તેના જીવનને ટકાવવા માટે બીજા-ઓને પુષ્કળ મહેનત કરવી પડે છે, અને જ્યારે તે મરણ પામે છે ત્યારે

દુનીઆને એવી હાલતમાં મૂકી જાય છે કે જો તે કદી પેદા થયો ન હોત તોજ સારૂં થાત. તે પોતાના બાપદાદાની પુંજીનો હિસ્સો વાપરી નાખે છે; કયાં તેના બાપદાદાની ઇજ્જત તથા મહેનત અને કયાં તેની પોતાની નિરર્થક અને નિંદનીય જીંદગી? વારસામાં મળેલ દોલત સાથે વધારે જવાબદારી તથા મહેનત હોવી જોઇએ કારણ કે પૈસાદાર માણસ પોતાના ધનનો મનુષ્યજાતિના સામાન્ય સુખને માટે ઉપયોગ કરવા બંધાયલો છે, અને આ કામ તો પોતાનું ગુજરાન ચલાવવા માટે કરવી પડતી મહેનત કરતાં વધારે મુશ્કેલ કામ છે. એક મજબુત શરીરનો માણસ જગતમાંથી જેટલાં વાનાં લે છે તેટલું પણ જો તે આપી શકતો નથી તો તે ભીખારી તથા ચોર જેવો છે, પછી ભલે તે ઘણી ગરીબાઇ કે ઘણા પૈસાને લીધે મહેનત નથી કરતો એવું બતાવે.

**દરેક છોકરા તથા છોડીને કાંઈ ધંધો, હુન્નર, કળા, કે વેપાર શિખવવોજ જોઈએ.** આ ફરજમાં ચુકવું એટલે બીજાના પર આધાર રાખવાનું જોખમ વહોરવા જેવું છે, કે જેના કરતાં સ્વમાન તથા પ્રમાણિકપણાનો નાશ કરનાર બીજું કાંઇજ વધારે પ્રબળ નથી. સ્ત્રીઓથી ચલાવી શકાય તેવા વિવિધ રોજગારો છે તેથી, તેમજ સ્ત્રીને માથે કોઇ કોઇ વાર પોતાનાં બાળબચ્ચાંનું પોષણ કરવાનો બોજો આવી પડે છે માટે સ્ત્રીએ પણ પુરૂષની માફક પ્રમાણિકપણે કમાવું એ અગત્યનું છે.

**સ્ત્રીનું મુખ્ય સ્થાન ઘરમાં તથા સમાજમાં છે.** જરૂર પડે તો કમાણી કરી શકે એવી યુવાન સ્ત્રીને જો તેનાં માબાપ પુરૂં પાડી શકતાં હોય તો તેને માટે લગ્ન થતાં સુધી ઘરમાં રહેવું અયોગ્ય ન ગણાય. નિશાળ છોડયા બાદ લગ્ન થતાં સુધી ઘરમાં તથા વ્યવહારમાં માને મદદ આપવામાં તેમજ ભવિષ્યમાં પ્રાપ્ત થનાર પોતાના ઘરસુત્રને ચલાવવાને માટે લાયક થવામાં તે કોમની સેવા કરી શકે છે. આવી જીંદગીને નીતિના નિયમાનુસાર યોગ્ય ઠરાવવા માટે તેણે એ ખાસ જાણવું જોઇએ કે માને પૂરી મદદ આપવી એ મારી ફરજ છે. ઘરને સુંદર રાખવું, અને બીજાં એવાં પરમાર્થનાં અને સમાજનાં કામો કરવાં કે જે ફુરસદવાળા માણસોજ કરી શકે છે.

હાથનાં, માનસિક, સામાજીક, ઘરનાં, રાજ્યદ્વારી અને પરમાર્થનાં, જ્ઞાનવિજ્ઞાનનાં, બધાં પ્રમાણિક કામો માન્યવર છે. કોઇ પણ પ્રકારનું જીવન કે જેમાં મનનો યા તનનો બરાબર રીતે ઉપયોગ કરવામાં આવતો નથી તે નિંદનીય અને નામોશીવાળા છે. આળસુ માણસ જનસમાજનો દેણદાર છે; જો કે કેટલાંક કારણસર કેટલીક જાતના આળસુ પાસેથી જનસમાજ પોતાનું લેણું માગતો નથી.

## સદ્‌ગુણ.

ઉદ્યોગથી જગતને જીતી શકાય છે. ઉદ્યોગ એ સદ્‌ગુણ છે. એ આળસ તથા મોજમઝાની પરવશતાને બદલે પોતાને માટે પોતાનાથી બનતું બધું કરવાનો મુખ્ય નિયમ સુચવે છે. ઉદ્યોગ દુનીઆને પોતાના કબજામાં લે છે અને તેને મનુષ્યની ગુલામ તથા સેવક બનાવે છે. ઉદ્યોગી માણસ પોતાની લાગણીઓનો પણ સ્વામી હોય છે, તે પોતાના સ્વભાવમાં ઉદ્‌ભવતી હલકી તથા નબળી ભાવનાઓને દબાવે છે ને ઉચ્ચ ભાવનાઓ માટે જગ્યા કરે છે. ઉદ્યોગી માણસ સારો માલ બનાવે છે અને તેનું કામ સંપૂર્ણ રીતે કરાયલું હોય છે પછી ભલે તેને માટે ગમે તેટલો પ્રયાસ કરવો પડે. જ્યાં સુધી તેના કહેવા પ્રમાણે તેનો હાથ કરતો નથી ત્યાં લગી તે હાથને આરામ લેવા દેતો નથી; અને કુદરતી દાનોનો પણ તે ઉપયોગ કર્યા વગર રહેતો નથી. આપણા પોતાના ઉપર અને કુદરત ઉપરનું આવું સ્વામીત્વ હરહમેશ અને સર્વત્ર સદ્‌ગુણ તરીકે લેખાય છે.

## બદલો.

ઉદ્યોગ મહેનત કરાવે છે; મહેનતનું ફળ ધન છે. ઉદ્યોગી માણસ પાસે પુષ્કળ ધન હોય કે ન હોય તેનો આધાર તેની બુદ્ધિ, પ્રસંગો અને ચારિત્ર ઉપર રહેલો છે. પુષ્કળ ધન ઇચ્છવા જોગ નથી તેમજ નિંદવા જોગ પણ નથી. પુષ્કળ ધન હોય તો અથવા ન હોય તો પણ સર્વોત્તમ જીવન ગાળી શકાય છે; અને ઘણુંખરૂં તો ધન ન હોય તોજ સર્વોત્તમ જીવન ગાળવાનું સહેલું લાગે છે. પોતાના જીવનની શક્તિઓની ખીલવણી માટે તેમજ નિસ્પૃહી જીવન ભોગ-

વવા માટે થોડા ઘણા ધનની જરૂર છે. આવું જરૂરનું ધન ઉદ્યોગી માણુસને હરહમેશ મળે છે.

## પરીક્ષણ.

**સહેલી નોકરીઓ અને સરળ કામો તજવાં જોઈએ.** મહેનત કરવામાં પ્રયાસ કરવો પડે છે ને દુઃખ થાય છે. માણુસને કુદ-રતી રીતે સહેલાઇ પ્રિય લાગે છે. આથી પોતાના નિર્વાહને બદલે સહે-લાઇને અગત્યની ગણવામાં માણુસ લલચાય છે. આ લાલચને જો માણુસ વશ થઇ જાય તો તેનું ખરાબમાં ખરાબ પરિણામ એ આવે કે તે માણુસ ભીખારી હાલતમાં આવી પડે. ઘણી વખત સખત કામને બદલે સહેલું કામ કરવા માટે આપણે લલચાઇએ છીએ અથવા સારી રીતે કરવાને બદલે બેદરકારીથી કરીએ છીએ. આનું પરિણામ એ આવે છે કે કારકુન જીંદગી સુધી કારકુનજ રહે છે ને તેની સાથે દરેક માણુસ જે વાંચી, લખી તથા ગણત્રી કરી શકે છે તે હરીફાઇ કરે છે. પણ જે માણુસ ખંતથી કંઇ પણ ધંધો શીખેલ હોય છે અને જાત મહે-નત કરવાની જેણે ટેવ પાડી હોય છે તેને પોતાના નિર્વાહને માટે કંઇ ચિંતા નથી; અને તેની સાથે તો ફક્ત થોડાજ માણુસ કે જેઓએ તે ધંધો શીખવામાં વખત તથા પૈસાનો ઉપયોગ કર્યો હોય છે અને મહે-નતના કામથી બીતા નથી તેઓજ હરીફાઇમાં ઉતરી શકે છે. એવીજ નોકરી કે જેમાં ઓફીસમાં બેસી રહેવાનું, વાત કરવાનું, કે લખવાનું કે ગાડીઘોડામાં બેસી ફર્યાં કરવાનુંજ કામ મળે તેની શોધમાં આજકાલના યુવકો પોતાનું પુરૂષાતન અને સ્વતંત્રતા ગુમાવે છે. જે યુવક પોતાની જીંદગીની શરૂઆત સહેલા કામની શોધમાં ફરે છે તે પોતાના ધંધામાં યા ચારિત્રમાં કદી પણ સફળ થશે નહિ.

## ખામીનો દોષ.

**આળસ એ એક દુર્ગુણ છે, કારણકે પોતાનું ભરણપોષણ કર-વાના સ્થાયી કામનો તે ક્ષણિક આરામ તથા સુસ્તીને માટે ભોગ આપે છે. આળસુ માણુસ પોતાની લાગણીઓનો ગુલામ છે. તેનું શરીર તેનો નોકર નહિ પણ માલીક બને છે. તે વસ્તુસ્થિતિનો દાસ છે. તે જે**

કાંઇ કરે છે તે કામ સર્વોત્તમ છે એટલા માટે તો નહિ પણ તેને તેમ કરવાનું મન થાય છે માટેજ તે કરે છે. જો કામ સખત લાગે, જો ટાઢ તથા વરસાદ પડે, જો કાંઇ તુટી જાય અથવા જો તે કામ ન ગમે તો તરતજ તે તેને પડતું મુકે છે ને અધુરૂંજ રહેવા દે છે. કાંઇક લાભ અનાયાસે આવી મળવાની તે આશા રાખે છે અને સામાન્ય નિયમ તો એવો છે કે જો આપણે જાતે કંઇ પણ પ્રયાસ કરીએ નહિ તો કંઇ આવી મળતું નથી તેમજ તેને મનગમતું કામ મળતું નથી; જો કંઈ તે કરવાનું માથે લે છે તેમાં નિષ્ફળ થાય છે અને કંઇજ સાર્થક સાધી શકતો નથી. આળસ એ નબળાઇ, તાબેદારી, હાર અને પોતાની લાગણીઓ તથા વસ્તુસ્થિતિની ગુલામગીરી છે; અને આ બધા વિશ્વ-વ્યાપક દુર્ગુણનાં લક્ષણો છે.

## અતિશયોક્તિનો દોષ.

**અતિશય કામ કરવાની ભૂલ.** મહેનત કરવાનો ઉદ્દેશ એ છે કે ભરણપોષણ થઇ શકે. બુદ્ધિપૂર્વક મહેનત કરવાના સમય ઠરાવી રાખવાથી ફુરસદનો વખત મળી શકે છે. હદ કરતાં વધારે કામ કરવું તે કામ કરવા માટેજ કર્યાં કરવાનો આશય સુચવે છે, ને તેથી શારીરિક શક્તિઓ ઘટે છે. વધારે કામ કરનાર માણસ પોતાના કામનો એવીજ રીતે ગુલામ છે કે જેવી રીતે ઓછું કામ કરનારો આળસનો ગુલામ છે. જે માણસ ધનવાન થવાને માટે ઉતાવળો છે, સવારથી સાંજ સુધી કામ કર્યાં કરે છે અને બીજા બધા હરિફોને હરાવવા માટે તે ખંતથી પોતાના કામમાંજ મચ્યો રહે છે તેને શાંતિના આનંદનો અનુભવ થતો નથી કે જે મેળવવા માટે તો તે ધન એકઠું કરે છે; તેનું શરીર યુવાવસ્થામાં કે મધ્યમાવસ્થામાં લથડી જાય છે અને આમ તે કામ તથા આનંદનું સમતોલપણું કે જે શરીરસંપત્તિ છે તેને ગુમાવે છે. આપણાથી બને તે કરતાં વધારે કામ કે જેથી શરીરને વધારે ઘસારો લાગે અથવા કંઇ પણ નુકશાન થાય તે કરવું ખોટું છે. આળસ તે તો નીંદવાજોગ દુર્ગુણ છે ખરો તેમજ વધારે કામ કરવાના દોષ પણ સ્પષ્ટ દેખાઇ આવે છે અને તેનાં પરિણામ પણ તેવાંજ ભયંકર નિપજે છે. આળસ એ જન-સમાજનાં નિર્બળ તત્ત્વોને ખાઇ નાખનાર કાટ છે. હદ કરતાં વધારે કામ

એ એવું તોફાન છે કે જે શૂરવીર તથા સર્વોત્તમને પણ પાડી નાખે છે. જે કામ ફક્ત પોતાના શરીરને નિયમિત ચાલુ હાલતમાં રાખવા માટે અને એવા ઉદ્દેશથી કે ભરણપોષણ થઇ શકે તેજ કામ સદ્‌ગુણી કામ કહેવાય.

## શિક્ષા.

આળસથી ગરીબાઈ આવે છે. આળસુ માણસ ધન ઉત્પન્ન કરવા માટે કાંઇ કરતો નથી. તે ફક્ત વારસાથી, બક્ષીસથી, કે ચોરીથી ધન મેળવી શકે છે. વારસાથી મળેલ ધન લાંબો વખત ટકતું નથી. જે માણસ પૈસા કમાવા માટે આળસ રાખે છે તે પૈસા વાપરવા વિષે ડહાપણ વાપરી શકેજ કયાંથી! અને ઝડપથી તે પૈસો તેના હાથમાંથી સરી જાય છે. એક માણસ આળસુ છે એમ જાહેર થઇ જાય છે પછી કોઈ તેને ધીરતું નથી. ચોરનાર પકડાયા વગર ઘણીવાર ચોરી કરી શકતો નથી. ધન સંપાદન કરવા માટે મહેનત એજ ખરો તથા સચોટ માર્ગ છે અને જ્યાં ઉદ્યોગની ખામી છે ત્યાં વ્હેલી મોડી દરીદ્રતા જરૂરજ આવવાની.

---

## પ્રકરણ ૫.

## મિલ્કત.

મહેનતના ફળનો સંગ્રહ કરીએ અને જરૂર પડે કામમાં લઈએ તે મિલ્કત કહેવાય છે. મિલ્કત વગરની જીંદગી તે રોજનો પોતાનો ખોરાક શોધી લેનાર જંગલી માણસની જીંદગી કરતાં કોઇ પણ રીતે ચઢતી નથી. જેમ મિલ્કત કમાવા માટે પ્રથમ પ્રયાસની અગત્ય છે તેમજ મિલ્કત મેળવ્યા પછી તેને સાચવવાની તેમજ તેને માટે કાળજી રાખવાની પણ અગત્ય છે. જો આપણે મિલ્કત ઉપર બરાબર ધ્યાન આપતા નથી તો તે આપણા કબજામાં રહેતી નથી. જો તેને એમનેએમ પડી રહેવા દઈએ તો તેને પાંખો આવે ને ઉડી પણ જાય. વગર વપરાશની જમીન ઉપર કુંવાડીઆ ઉગે છે; વગર વપરાશનાં ઘર ખંડીએર થઇને પડી જાય છે, ખોરાકને વગર વાપર્યે ખુલ્લો રાખી

મુકીએ તો ખોટો થઇ જાય છે ને ગાંઠા ગાંઠા બંધાઇ જાય છે; ઓજારો વાપર્યાં વગર કટાઇ જાય છે, યંત્રો વાપર્યાં વગર બગડી જાય છે. દરેક વસ્તુની ખાસ કાળજી લેવામાં ન આવે તો બગડી જાય છે. માટેજ મિલ્કતની કાળજી કરવી તે જીંદગીનું અને ચારિત્રનું એક અગત્યનું કાર્ય છે.

## ફરજ.

**ઘડપણ તથા કુંટુબને માટે જોગવાઈ કરવી.** બચપણ તથા ઘડપણમાં માણસને કમાવવાની જરૂર હોવી ન જોઈએ. બચપણમાં વધવા પર તથા વિદ્યા સંપાદન કરવા પર લક્ષ આપવું જોઇએ ને ઘડપણમાં આનંદ તથા આશાએશ લેવા પર લક્ષ આપવું જોઇએ. ઘડપણ માટે જોગવાઇ કરવાને તેમજ છોકરાંઓને ભણવાને માટેના ખર્ચની સવડ રાખવા માટે જુવાનીના દિવસોની કમાણીમાંથી કંઇક હિસ્સો બચાવી રાખવો જોઇએ. જે માણસ જુવાનીમાં આમ કરતો નથી તે માત્ર પોતાનું તથા કુટુંબનું પોષણજ કરે છે ને ભવિષ્યના પોષણ માટે કાંઇજ કરતો નથી. તેઓ આજે તો મોજમઝા મારે પણ કાલે કદાચ ભૂખે મરે એવો ભય તેમને શીર છે.

પૂર્વે મનુષ્યો જ્યારે એકજ જાતના ટોળામાં રહેતા ત્યારે તેઓની મિલ્કત મજીઆરી હોવાને લીધે ભવિષ્યને માટે આવો બંદોબસ્ત કરવાની જરૂર નહોતી.

## સદ્‌ગુણ.

**નિયમિત રીતે બચાવવાની અગત્ય.** આ જમાનામાં મિલ્કતના હજારો પ્રકાર છે. ઘણીખરી તો મનુષ્યના કબજામાંજ હોય છે અને તેની વિશ્વાસવ્યાપક નિશાની નાણું છે. માટેજ ૧૫ વરસની ઉંમરથી તે ૬૦ વરસની ઉંમર થાય ત્યાં સુધી દર અઠવાડીએ કે દર મહિને અમુક રકમ બચાવીને એકઠી કરવી એ આપણી ફરજ છે. જે મનુષ્યો સારી કેળવણી લે છે યા કાંઈ ધંધો શીખે છે તેઓ ૨૦થી ૨૫ વરસની ઉંમરના થાય ત્યાં લગી કાંઇ કમાણી કરી શકતા નથી. જ્યારે કમાણી શરૂ થાય ત્યારે બચાવવાનું પણ શરૂ થવું જોઇએ. જો

કમાણી જુજ હોય તો બચાવવાની રકમ પણ જુજજ હોય. જે માણસ પોતાની આવક મોટી થશે ત્યારે બચાવવાનું સહેલું લાગશે ત્યારે બચાવીશું એવો વિચાર કરી કંઇ બચાવવાનું મુલતવી રાખે છે તે કદી કંઇ પણ બચાવી શકતો નથી. બીજી ટેવોની માફક બચાવવાની ટેવ નાનપણથી બુદ્ધિપૂર્વક પ્રયાસ કરીને પાડવી પડે છે નહિ તો તે ટેવ પાડવી ઘણી મુસ્કેલ છે. જેટલી કમાવાની ફરજ છે તેટલીજ બચાવવાની પણ ફરજ છે, અને તે બંનેની શરૂઆત સાથેજ થવી જોઇએ. કમાણીથી માણસની તરતની જરૂરીઆતને પુગી વળાય છે, પણ આખી જીંદગીની તથા કુટુંબની જરૂરીઆતોને પુગી વળવા માટે તો કમાણી તથા સંગ્રહ એ બંનેની જરૂર પડે છે. સરકારી સેવીંગ બેંકનાં ખાતાંમાં અમુક વખતે નિયમિત રીતે નાની નાની રકમો જમા કરાવવાની ઉત્તમ સગવડ છે. જે માણસ સેવીંગ બેંકમાં આવો હીસાબ રાખતો નથી તેને પરણવાનો હક નથી. જુવાનીમાં જ્યારે સંગ્રહની રકમ મોટી હોતી નથી ત્યારે સંગ્રહ કરવો તેમજ જીંદગીનો વીમો પણ ઉતરાવવો એટલા માટે કે કદાચ મરણ થાય તો કુટુંબનું પોષણ થવામાં વાંધો આવે નહિ. સંગ્રહ કરી તેને અનામત મુકવામાં તેમજ વીમો ઉતરાવતી વખતે માણસે એટલી કાળજી લેવી જોઇએ કે જે સંસ્થામાં તે પોતાનાં નાણાં મુકે છે તે સંસ્થા યા બેંક ભરોસાપાત્ર છે. કોઇ પણ કંપની કે સંસ્થા તમે આપો તે કરતાં વધારે રકમ પાછી આપવાનું વચન આપે ને તે ઉપરાંત વ્યાજ પણ રીતસર આપે તેમાં તમારાં નાણાં કે જે ઉપર ભવિષ્યમાં તમારો તેમજ તમારા કુટુંબનો આધાર હોય તે જમા કરાવવાં એ સલાહભરેલું નથી. કોઇ પણ સંસ્થાને નાણાં ધીરતી વખતે નાણાંની સહિસલામતી એજ પ્રથમ સવાલ હોવો જોઇએ અને નહિ કે શું વ્યાજ મળશે કે શો નફો થશે.

કરકસર કરનાર ખાવાનું બગાડતો નથી, કપડાં ઘસાઇ જાય ત્યાં લગી પહેરે છે; બને તો તે ચીજો સુધરાવીને પણ વાપરે છે. દરેક વસ્તુનો પુરેપુરો ઉપયોગ કરે છે, જે કાંઇ ફરી વાપરી શકાય તેવું હોય તેને ફેંકી દેતો નથી, દરેક પૈસાને બદલે તેની કીંમતનો માલ તે ખરીદે છે; પોતે તરતજ રોકડા પૈસા આપી ન શકે તેમજ બચાવી ન શકે

તેવું કાંઇજ ખરીદતો નથી. તે પુરૂષાર્થનો ગુણ છે, કારણ કે તે વસ્તુઓ પર કાબુ રાખે છે અને તેમનો પુરેપુરો ઉપયોગ કરે છે કે જે આપણને હરહમેશને માટે સ્વતંત્ર બનાવે છે.

## બદલો.

**જુવાનીમાં તથા મધ્યમ ઉમરમાં સંગ્રહ કરી રાખેલ હોય તો ઘડપણમાં માન્યવર શાંતિ આપે છે ને છોકરાઓને જીવનની સારી શરૂઆત કરવામાં મદદરૂપ થવાય છે.**

દરેક મનુષ્યને અકસ્માત થવાનો કે વિપત્તિ આવી પડવાનો સંભવ હોય છે. જે માણસ સંગ્રહ કરતો નથી તે આથી દબાઇ જાય છે કારણ કે તેમની સામા થવાનું સંચિત બળ તેનામાં હોતું નથી.

કરકસરવાળા માણસના સંગ્રહમાં એવું બળ હોય છે કે જેથી તે મુસ્કેલીમાંથી પસાર થઇ શકે છે. તે સ્વતંત્ર હોય છે અને તેની સંપત્તિ ટકાઉ હોય છે.

## પરીક્ષણ.

**પોતાની આવક કરતાં ખર્ચ વધારે રાખવું; દેણ કરવું.** આવકની હદ બંધાયલી હોય છે ને આપણને લેવાનું મન થાય એવાં વાનાં તો અસંખ્ય છે. આપણે કંઇ પણ હદ બાંધવી જોઇએ. ફરજ કહે છે કે આવકની અંદરથી હદ બાંધો. પરીક્ષણ કહે છે કે આવકની ઉપર કે જરૂર પડે તો તેની જરા બહાર પણ હદ બાંધો, આ લાલચને વશ થાઓ અને આપણી કમાણી ઉડી જશે અને આપણે દેણદાર થઇ જઇશું. દેણ કરવું સહેલું છે પણ પાછું વાળવું મુસ્કેલ છે. દેણ જ્યારે ત્યારે એકઠા થએલા બ્યાજ સાથે આપવુંજ પડશે. ચૂકવતી વખતે એટલું બધું કઠણ લાગે છે કે તે કરતી વખતે જે વસ્તુ માટે તે કરવાની ફરજ પડી હતી તેના વગર ચલાવી લીધું હોત તો એટલું સખત લાગત નહિ.

કદી દેણદાર ના થાઓ, તમારી બધી આવક કદી પણ ખર્ચો નહિ. આ નિયમોનો ભંગ કરવા આપણે વારંવાર લલચાઇએ છીએ. પણ જે માણસ આ લાલચને વશ થાય છે તે નિર્ધન અવસ્થામાં આવી પડયા વગર રહેતો નથી.

## ખામીનો દોષ.

**ઉડાઉપણું.** ઉડાઉ માણસ જે વસ્તુઓની તેને જરૂર નથી તે ખરીદે છે; જેવા તેને પૈસા મળ્યા તેવાજ તેને ખરચી નાખે છે; પોતાની આવક કરતાં ખર્ચ વધારે રાખે છે, કામમાં આવે તેવી વસ્તુઓ ફેંકી દે છે; દેણું કરે છે, હરહમેશ તે પાછળ પડે છે. તે પોતાનો રોજનો રોટલો મેળવી શકે છે. અને પોતાને અગત્યની વસ્તુઓ કે જે પોતે કરકસરથી મેળવી શકયો હોત તેને માટે પોતાના પાડોશીનો ઓશીઆળો રહે છે. ભવિષ્યને માટે તે કાંઇ ચિંતા કરતો નથી ને સંગ્રહ કરતો નથી અને જ્યારે તે માંદો પડે છે અથવા ઘરડો થાય છે ત્યારે તેની પાસે સાધનો હોતાં નથી.

## અતિશયોક્તિનો દોષ.

**કંજુસાઈ.** કરકસર ભવિષ્યના ઉપયોગ માટે બચાવે છે. કંજુસાઇ બચાવી જમા કરવા માટેજ સંગ્રહ કરે છે. ઉડાઉ પોતાનું સઘળું તાત્કાળિક સુખને ખાતર વાપરે છે ને ભવિષ્ય વિષે ફીકર કરતો નથી. કંજુસ ભવિષ્યમાં બનનારા અણધાર્યાં બનાવને ખાતર સુખચેનનો ભોગ આપે છે, અને તેને મોજમઝાનો સ્વાદ કદી જણાતો નથી. ડાહ્યો માણસ હાલના સુખચેન તથા ભવિષ્યના સુખચેનને એકઠાં કરે છે ને હરહમેશ મોજમઝામાંજ રહે છે. ઉડાઉ પરિણામની ફીકર કર્યા વગર જેમ આવે તેમ ઉડાવે છે. ડાહ્યો તથા કરકસર કરનાર માણસ પોતાની તાત્કાળિક જરૂરીઆત માટે ઉદારતાથી ખર્ચે છે તેમજ ભવિષ્યને માટે પણ થોડો હિસ્સો બચાવે છે કે જેથી આગળ જતાં વધારે ખર્ચ કરી શકે. જેટલો કંજુસ પોતાના પૈસાનો ગુલામ છે તેટલોજ ઉડાઉ પોતાના મોજશોખનો ગુલામ છે. કરકસર આ બન્ને ગુલામગીરીમાંથી છૂટા રાખે છે અને તે જીવનના ખરા સુખને અર્થે વાપરે છે ને સંગ્રહ પણ કરે છે.

## શિક્ષા.

**આજ જે આપણે ઉડાવીએ છીએ તેની કાલે આપણને જરૂર પડે છે.** જે પૈસા આજે આપણે મૂર્ખાઇથી ઉડાવી નાખીએ છીએ તે કાલે આપણે બીજા પાસે ઉછીના લેવા પડે છે અને પરમ દિવસે વ્યાજ સાથે પાછા આપવા પડે છે. જે બીજનું ફળ સંપત્તિ છે તે બીજનો

ઉડાઉપણાથી નાશ થાય છે. ઉડાઉ પૈસા ફેંકી દે છે ને તેથી તેને રૂપીઆ વગરના રહેવું પડે છે કારણ કે પૈસામાંથી રૂપીઆ બને છે. આરોગ્ય તથા બળનાં વરસો જો તાત્કાળિક જરૂરીઆતો માટેજ ગાળવામાં આવે તો ઘડપણમાં દુઃખ આવે છે.

---

## પ્રકરણ ૬.

### લેવડ, દેવડ.

જે માણસ ઘણા ધંધા કરે છે ને એક મુકી બીજો પકડે છે તે બધામાંજ નિરાશ થાય છે. જો માણસે કાંઇ પણ કામ સારી રીતે કરવું હોય તો તેણે થોડાંજ કામો કરવા પર ધ્યાન આપવું જોઇએ. એ સત્ય વાત છે કે માણસ થોડીજ વસ્તુઓ ઉત્પન્ન કરી શકે છે ને તેને વધારે વાનાંની અગત્ય છે. લેવડદેવડથી મોચી જોડા બનાવી શકે છે, દરજી કપડાં બનાવી શકે છે, સુથાર ઘર બાંધી શકે છે, ખેડુત અનાજ ઉગાડી શકે છે, વણકર વણી શકે છે અને ડાકટર (વૈદ્ય) સાજા કરી શકે છે, તેમજ બધાને જોઇતા જોડા, કપડાં, ઘર, અનાજ, દવા, વગેરે પુરાં પાડી શકાય છે. લેવડદેવડ ઉપર સામાજીક સુધારાનો આધાર છે.

### ફરજ.

વેપારમાં દરેક પક્ષની એવી ફરજ છે કે જે લેવાની આશા રાખીએ તેટલું આપવું પણ જોઇએ. સારૂં પ્રમાણિક કામ સત્યના પાયારૂપ હોય છે. આપણે જે કાંઇ વેચવા માગતા હોઇએ તે પછી ભલે પગારને માટે આપણી મહેનત યા કિમ્મતને માટે કાંઇ પણ માલ હોય તો તે આપણે જેટલી સારી રીતે બનાવી શકીએ તેટલી સારી રીતે કરવું જોઇએ. એક દિવસનું રોજ ઠરાવીને કામ લેવું ને પછી તે દિવસનો કેટલોક ભાગ સુસ્તીમાં ગાળવો તો તેથી કામને બદલે જે દામ ઠરાવેલા હોય તે આળસને માટે મળે છે. જો કોઇ સારા ઉનના કોટની કિમ્મત આપે ને તેને આપણે ગર્ભ સુતરાઉ કોટ બદલામાં આપીએ તો તે આપણને ગરમી મેળવવા માટે પૈસા આપે છે ને આપણે તેને ઠંડી

આપીએ છીએ. જો કોઇ માણસ ઘરમાં કામ માટે સારા કારીગર તરીકે આપણને રાખે ને આપણે તેને ખાત્રીવાળું કામ કરી આપીએ તો આપણે તેને ખોટ તથા નુકશાન વેચીએ છીએ અને તેને માટે પૈસા લઇએ છીએ. ભેળસેળવાળી દવાઓ તથા કરીઆણા વેચનારાઓ રોટલીને માટે પૈસા લઇ પથ્થર વેચનારા જેવા હોય છે. સારી વસ્તુઓ મેળવવા માટે પ્રયાસ કરવા છતાં જો સારી વસ્તુઓ ન મળે ને જો ખોડ-ખામીવાળી વસ્તુઓ મળે તો આપણી ફરજ છે કે આપણા ગ્રાહકોને તે ખોડખામીઓ બતાવીને તેમની પાસેથી ઓછી કિમ્મત લેવી જોઇએ. લેવડદેવડમાં મુખ્ય એકજ સિદ્ધાંત છે કે જેથી તે અરસપરસ લાભકારક નીવડે અને તે એ છે કે સારો માલ બનાવવો ને જેવો તે હોય તેવોજ તેને દર્શાવવો જોઇએ.

### સદ્ગુણ.

**પ્રમાણિકપણું સાચી દૃષ્ટિથી જોઈ શકે છે, પોતાના માલ વિષે સત્ય કહી શકે છે, તેના ગુણ ઉપર આધાર રાખે છે, મહેરબાની માગતું નથી, તેને કાંઈ છુપાવવાનું હોતું નથી અને તે કાંઇ પણ તપાસથી બ્હીતું નથી.**

આવા સ્વાશ્રયી, દક્ષ તથા હિમતવાન ગુણોને લીધેજ પ્રમાણિક-પણાને પુરૂપાર્થના સદ્ગુણ તરીકે લેખવામાં આવે છે. કાળજીપૂર્વક કામ કરવું, સત્ય બોલવું, જેમ બીજા તમારા પ્રત્યે વર્તે એવું તમો ઇચ્છો તેમજ તેમના પ્રત્યે વર્તવું, તમારા પોતાના લાભની બરાબર બીજાનો લાભ ગણવો, કોઇ પણ વેપારરોજગારમાં માલની યોગ્ય કિમ્મત કરતાં પાઈ પણ વધારે ન લેવી વગેરે માટે માણસનામાં જે બળ, સહનશીળતા, તથા પોતા પરનો કાબુ રાખવાની શક્તિ છે તેનો ઉપયોગ કરવો પડે છે માટેજ પ્રમાણિકપણું બીજા બધા સદ્ગુણોમાં ઉંચો દરજ્જો ધરાવે છે.

### બદલો.

**પ્રમાણિક માણસ એકલોજ સ્વમાનની લાગણીઓ ધરાવી શકે છે.** તે પોતાનું મસ્તક અક્કડ રાખી શકે છે ને તેને કોઇ નીચું જોવડાવી શકતો નથી, તેનું દરેક કામ સારૂં હોય છે ને તેનું દરેક વર્તન યોગ્ય

હોય છે. પ્રમાણિકપણાનો મુખ્ય બદલો તો એજ છે કે માણસ પોતેજ પોતાના કામની તથા જાતની કદર કરી શકે છે.

## પરીક્ષણ.

**દરેક એકપક્ષી કાર્ય અપ્રમાણિક છે.** યોગ્ય લેવડદેવડમાં બન્ને પક્ષને લાભ થાય છે. અયોગ્ય લેવડદેવડમાં એક પક્ષના નુકશાનથી બીજા પક્ષને લાભ થાય છે. કોઈ પણ કાર્યમાં જો એક પક્ષ બીજા પક્ષની પાસે જે કાંઈ લે તેની બરાબર કિમ્મતનો માલ પાછો આપતો નથી તે ઠગાઇ કરે છે, અને આવો ધંધો જે કોઇ જાણીજોઇને કરે છે તે વેશધારી ચોર છે, કારણ કે યોગ્ય બદલો આપવા શિવાય બીજાનું કંઇ પણ તેની પૂરેપૂરી રાજીખુશી તથા જાણ શિવાય લેવું તે ચોરીજ છે.

દરેક ધંધામાં બીજાની અજ્ઞાનનો લાભ લેવો, હલકો માલ સારા માલ તરીકે પહેરાવી દેવો, આપવા કરતાં વધારે લેવું એવી એવી લાલચો થાય છે. છેતરપિંડી સામાન્ય છે ને બીજાની સાથે સરખા રહેવા માટે માણસ છેતરવા માટે લલચાય છે. આથી બચવાનો રસ્તો એજ છે કે છેતરવું એટલે ચોરી કરવી તેમજ જુઠું બોલવું એ બન્ને એકઠાં છે એમ સમજવું જોઇએ ; તેથી આપણને, આપણા સાથી મનુષ્યોને તથા જનસમાજને નુકશાન થાય છે ; સારા માનવર સદ્‌ગૃહસ્થ થવાને બદલે એક હીચકારા બદમાશ થવા જેવું છે.

## ખામીનો દોષ.

**હલકામાં હલકી ને ઘણીજ ધિક્કારવાજોગ છેતરપિંડી તો** ઉંટવૈદુ છે. ઉંટવૈદ જુઠું બોલનાર, ચોર તથા ખુની એ ત્રણ એકઠા મળી થએલો હોય છે. જે કામ કરવા માટે તે પુરેપુરો કેળવાએલો નથી તે કામ કરવાનું માથે લે છે અને જે પોતે નથી તે હોવાનો ઢોંગ કરે છે. તે જે પૈસા લે છે તેનો ખરેખર બદલો વાળવાને તે શક્તિવાન નથી. બીજી યોગ્ય સારવાર કરાવનારની જીંદગી પોતાને હવાલે લલચાવીને સોંપાવડાવે છે ને તેથી દરદ વધે છે ને મોત વહેલું નીપજે છે.

**અપ્રમાણિક માણસ જાહેર કંટાળારૂપ તથા બધાનો સમાન** શત્રુ છે. તે પોતાનું જીવન બીજાઓમાંથી મેળવે છે. જે કાંઇ તે મેળવે

છે તે કોઇ પ્રમાણિક માણુસે મેળવેલું હોય છે કે જેને તે વગર ચલાવી લેવું પડે છે. અપ્રમાણિકપણાને લીધે લેવડદેવડથી થતા ઉમદા લાભોને બદલે એક માણુસ બીજા ઘણાના નુકશાનથી પોતે એકલો પૈસાદાર થઇ શકે છે. અપ્રમાણિકપણાને એટલા માટેજ ઘણું નિંદનીય તથા હલકું ગણવામાં આવે છે કે અપ્રમાણિક માણુસ બીજાને બોજારૂપ છે ને બીજાનું નુકશાન કરીને પોતે ધનવાન થાય છે.

## અતિશયોક્તિનો દોષ.

**બીજાના હકનો જેટલો વિચાર કરીએ તેટલો આપણા હકનો પણ વિચાર કરવો અગત્યનો છે.** જેમ મને કોઇને પણ છેતરવાનો હક નથી તેમ કોઇને મને છેતરવાનો હક નથી. જો તે મને છેતરવાનો પ્રયાસ કરે તો મારે તેને વશ ન થતાં ચોકખેચોકખી ના કહેવી જોઇએ કે જેથી મારા નુકશાન વડે તેને લાભ થાય તેવી તેની યુક્તિઓમાં તે ફાવી ન જાય.

એક નિયમ ખાસ અગત્યનો છે. કોઇને માટે કદી પણ એવી ચોઠી પર સહી ન કરો કે જેથી તેને ઉધાર માલ મળી શકે ને જો તમારી સહી ન હોય તો તેની શાખ ઉપર કોઇ ન ધીરે એમ હોય. આવી વિનંતી કરવાને કોઇ પણ માણુસને હક નથી અને જે માણુસ પોતા પ્રત્યે અને પોતાના કુટુંબ પ્રત્યેની જવાબદારીને સમજે છે તે કદી પણ તેવી માગણી સ્વીકારતો નથી. જો કોઇ માણુસ મુસ્કેલીમાં હોય ને એવી માગણી કરે કે તેને અમુક રકમ ધીરો યા આપો તો તે ઉપર વિચાર કરવો હોય તો કરી શકાય. પણ કોઈ માણુસને માટે કોરે પાને મતુ કરી આપવું એટલે તેની સગવડને ખાતર આપણી પાયમાલી કરવા જેવું છે. પોતાનેજ ખાતર તેમજ આપણા કુટુંબને ખાતર આપણે પૈસાને આપણા પોતાનાજ કબજામાં એવી રીતે રાખવા કે જેથી બીજાઓના ધંધા યા નફાતોટા ઉપર આપણને કંઇ પણ આધાર રાખવો પડે નહિ, કંઇ પણ અનિશ્ચિતપણું લાગે નહિ ને કંઇ પણ જોખમ ખેડવું પડે નહિ.

આપણા પોતાના હકો બીજાના હકો જેવાજ પવિત્ર ગણવા. દરેક લેવડદેવડમાં બે પક્ષ હોય છે; એક પક્ષ જેટલોજ બીજો અગત્યનો

છે. એક હકનો ભોગ આપવો તે કેટલીક વાર કંઇ ખોટું કરવા બરાબર પણ થાય.

## શિક્ષા.

**અપ્રમાણિકપણું મનુષ્યના હૃદયને કોરી ખાય છે.** જ્યારે મનુષ્ય પોતાનાજ લાભ તરફ જોયા કરે છે ત્યારે બીજાને માટેની લાગણીઓનો નાશ થાય છે. ઉદારતાનાં ગુણો ઘટી જાય છે. સ્વમાન નબળું થઇ જાય છે એટલે સુધી કે અપ્રમાણિક માણસ એક ગરીબ વિધવાને પણ લુંટવાને ચુકતો નથી, નબાપાના કામ માટે હદ કરતાં વધારે પૈસા કઢાવે છે, નિરાશ્રિત અપંગો પાસે તેમના ગજા ઉપરાંત ભાડું લે છે, નકામી મિલ્કત જીંદગી સુધીની કમાણીના બદલામાં ઘરડા કુટુંબને વેચે છે, તોપણ તે શરમાતો નથી. અપ્રમાણિકપણાથી માણસ હેવાન બની જાય છે. નફા માટેના પ્રેમથી માનસિક તથા આત્મિક અધોગતિ થાય છે. જ્યારે તે હૃદય ઉપર હુમલો કરે છે ત્યારે હૃદયની કોમળ તથા સુંદર લાગણીઓ ચિમળાઇ જાય ને નષ્ટ થઇ જાય છે; અને આમ સહાનુભુતિ, દયા, ઉદારતા, તથા ન્યાયનો નાશ કરીને તેમને બદલે નીચતા, ક્રુરતા, કઠોરતા અને હેવાનિયતપણું વધવા લાગે છે.

## અપ્રમાણિકપણાની વંશજો ઉપર થતી અસર.

માણસની પ્રકૃતિમાં અપ્રમાણિકપણાની જડ એવી તો બાઝી જાય છે કે તેથી ઉત્પન્ન થતા માનસિક તથા નૈતિક દુર્ગુણો તેનાં બાળકોને પણ વારસામાં મળે છે. આ બાબતના અભ્યાસીઓ કહે છે કે બાપદાદાનું ગાંડપણ વારસામાં ઉતરવા કરતાં અપ્રમાણિકપણું તો અવશ્ય ઉતરે છેજ. એક અપ્રમાણિક હલકા માણસનો છોકરો યા છોડી ભલે તેની પાસે પુષ્કળ દ્રવ્ય વારસામાં મળેલું હોય તોપણ જનસમાજની તથા નીતિની વિરૂદ્ધમાં વર્તે એ શક્ય છે. આથી દેખાઇ આવશે કે અપ્રમાણિક માણસ જેઓને છેતરે છે તેઓનેજ નુકશાન કરે છે એમ નથી, પણ પોતાની જાતને તથા છોકરાંને પણ નુકશાન કરે છે.

---

## પ્રકરણ ૭.

### જ્ઞાન.

જે કામ ખોરાક શરીરને માટે કરે છે તે કામ જ્ઞાન મનને માટે કરે છે. તે માનસિક જીવનના અજારૂપ છે. ખેતીવાડી વિષે તેમજ હુન્નર-ઉદ્યોગ વિષેનું આપણને જ્ઞાન ન હોય તો આપણે ખોરાક, કપડાં વિગેરે કયાંથી લાવીએ? તેમજ ઘર, વહાણો, રસ્તાઓ, પુલો વિગેરે કેવી રીતે બાંધીએ? કુદરતી જ્ઞાન વગરના આપણે વહેમથી ભરેલા આ જગતમાં અજાણ્યા પરદેશી જેવા રહીએ છીએ. ઈતિહાસિક અને રાજ્યદ્વારી જ્ઞાનના અભાવે આપણે શાંતિ તથા સુખ ભોગવવાને બદલે જોખમમાં જીવન ગાળીએ છીએ અને લડાઇ, તોફાન, ભૂખમરો તથા હુલ્લડો થવાની ધાસ્તી રહે છે. જ્ઞાનથી કુદરતની ચાવી આપણી સમક્ષ ઉઘડે છે; તેથી જગતના મહાન પુરૂષોના એકઠા કરેલ ડહાપણના ખજાના સમજી શકાય છે અને તેથી આપણા અંતઃકરણની ઇચ્છાઓ તથા અભિલાષાઓનો પૂરો અર્થ સમજી શકાય છે.

### ફરજ.

**સત્યની સખતાઈ.** દરેક વસ્તુ એક બીજાની સાથે અમુક મુકરર કરેલ સંબંધ ધરાવે છે. બનાવો ઠરાવેલા તથા નહિ ફેરવી શકાય તેવા નિયમોને આધારે બને છે. સત્ય દરેક વાતને તેના ખરા સ્વરૂપમાં સમજવું તે છે. સત્ય તથા અસત્ય એ બેની વચ્ચે કોઇ ત્રીજું સ્વરૂપ નથી. જો કંઇ સત્ય નથી તો તે અસત્ય છે. જોન રસ્કીન લખે છે કે "સત્ય એકજ એવો સદ્ગુણ છે કે જેના જુદા જુદા પ્રકાર નથી. પ્રેમની નજરે જોતાં કેટલીક ભૂલો નજીવી લાગે અને ડહાપણની નજરે જોતાં કેટલાક દોષ નજીવા લાગે પણ સત્ય કંઇ પણ અપમાન કે ડાઘ સહન કરતું નથી." સત્ય વસ્તુઓની સપાટી ઉપર હરહમેશ હોતું નથી. તેને શોધી કાઢવા માટે બહારના દેખાવરૂપી પડને ખુબ પ્રયાસથી ભેદીને ઉંડાણમાં તેના નિવાસના ખડકને પહોંચવું જોઇએ. વિદ્વાનનો આશય એ છે કે સત્ય શોધી કાઢીને તેને પ્રગટ કરવું. પોતાના વિચારને અનુસરીને નહિ, બીજાને સારૂં લાગે તેટલા માટે નહિ, લાભકારક થાય તથા લોકપ્રિય બનાવે

તેટલા માટે નહિ પણ કાળજીપૂર્વક શોધ કરીને તથા બરાબર મનન કરીને જે સત્ય સાબીત થાય તેજ કાંઇપણ સુધારાવધારા વગર પ્રગટ કરવાની વિદ્વાનની ફરજ છે. સત્ય બોલનાર માણસના ઉપર આપણે આધાર રાખી શકીએ છીએ. તેનું વચન દસ્તાવેજ જેવુંજ છે. "પ્રાણ જતાં સુધી પણ પોતાના વચનને વળગી રહે છે," સત્યવાન મનુષ્યમાં સત્ય તથા મનુષ્ય એકઠાં થએલાં હોય છે.

## સદ્ગુણ.

**સત્યના બે પાયા છે; એક તો સત્ય માટે માન: બીજો સાથી મનુષ્યો માટે સન્માન.** સામાન્ય રીતે આ બન્ને ઉદ્દેશો એકઠા મળેલા હોય છે ને એક બીજાને સહાય કરે છે. એકજ વેળાએ સત્ય બોલી શકાય છે અને સાંભળનાર મનુષ્યને તેથી લાભ પણ થાય છે. આમ બન્ને લાભ એકસામટા મળે છે. કવચિતજ આ બન્ને આશયો પરસ્પર વિરોધી હોયછે. તંદુરસ્ત અને વિચારવંત માણસને સત્યનું જ્ઞાન હરહમેશ લાભકારકજ છે.

## સત્ય બોલવાની ફરજમાં અપવાદરૂપ કારણો.

આપણે સામાન્ય રીતે અને સાધારણ મનુષ્યો આગળ હરહમેશ સત્ય બોલવા બંધાયલા છીએ, પણ અસાધારણ માણસો આગળ સત્ય કહેવાની ખાસ ફરજ નથી. માંદગીમાં જ્યારે દરદી ત્રાસકારક ખબરોનો ફટકો સહેવા જેવો બળવાન ન હોય, ગાંડપણમાં જ્યારે માણસ સત્યનો ખરો અર્થ કરી શકતો ન હોય, ગુન્હેગારને જો સત્યનો ઉપયોગ ગુન્હા કરવા માટે કરવો હોય તો તેમને સત્ય કહેવામાં શો લાભ થાય? એથી ઉલટું તો તેમને તથા બીજાઓને નુકશાનજ થાય માટે જો એવે ખાસ પ્રસંગે સત્ય છુપાવ્યું હોય તો કાંઇ ખોટું નથી. આવા પ્રસંગો તો કવચિતજ આવે છે અને હરહમેશ સત્ય બોલવાના વિશ્વવ્યાપક નિયમોથી તેઓ જુદાજ દેખાઈ આવે છે. આવે વખતે બીજાને ખોટે માર્ગે દોરવવા કે છેતરવા માટે આપણે સત્ય છુપાવતા નથી. આપણી ખાત્રી હોય છે કે જ્યારે માંદો સાજો થાય, ગાંડો જ્યારે ડાહ્યો થાય અને જો ગુન્હેગાર સત્યવાદી થાય તો તેઓ આપણા આ મહેરબાનીના કામની

કદર કરી શકે ને આપણો ઉપકાર માને. બળબુદ્ધિવાળા બીજા ગમે તે માણસ આગળ ગમે તે કારણસર સત્ય સિવાય આપણે બીજું કાંઇજ કહેવું ન જોઇએ, નહિ તો જુઠાણાથી હલકા, નિંદ્ય અને હિચકારા બની જઇએ.

## બદલો.

### સમાજનું બંધારણ વિશ્વાસ ઉપર છે.

એક બીજા ઉપર વિશ્વાસ ન હોય તો આપણે એક દિવસ પણ સામાજીક જીવન ગાળી શકતા નથી. આપણે જંગલીપણામાં, ઝગડામાં અને એક બીજાનો નાશ કરવા મંડી જઇએ. જ્યારે સમાજનો આધાર એક બીજા પર વિશ્વાસને લીધે છે અને પરસ્પરના વિશ્વાસનો આધાર સત્ય ઉપર છે માટેજ સત્યના પરિણામરૂપે સુધરેલ સમાજ મનુષ્યોને અરસપરસથી થતો લાભ બક્ષે છે.

## પરીક્ષણ.

**ખરા સત્યવાદીપણાની કિમ્મત.** સત્ય શોધવું મુસ્કેલ છે એટલુંજ નહિ પણ તે પ્રગટ કરવું પણ મુસ્કેલ કામ છે. સત્ય ઘણી વાર ધાર્મિક રીતરીવાજો, વંશપરંપરાથી ચાલતા આવેલા નિયમો, લોકમાન્યતા અને સ્વાર્થની વિરૂદ્ધનું હોય છે. આવા વિરોધીઓની સમક્ષ સત્ય પ્રગટ કરવામાં પૂર્વે ઘણા મનુષ્યોએ મોત વહોરી લીધું છે; અને આજે પણ સત્ય બોલનાર માણસને વારંવાર નિંદા તથા ગાળો સહન કરવી પડે છે, તેથીજ માણસને પોતાનો ખરો અભિપ્રાય કોઇ કોઇ વાર છુપાવવાની લાલચ થાય છે. આપણે જેને સત્ય સમજતા હોઇએ તેને એવા શબ્દોથી ઢાંકીએ કે જેથી લોકપ્રિયતા વધે, અને આપણી ખરી માન્યતાનો આપણા સ્વાર્થને માટે ભોગ આપીએ છીએ.

જ્યારે આપણે કાંઇ ખોટું કર્યું હોય છે ત્યારે જુઠું બોલી તે ઢાંકી દેવા માટે આપણે વધારે લલચાઇએ છીએ. છેતરવાનું ઘણું સહેલ લાગે છે અને તેથી આપણી મુસ્કેલી સહજમાં દૂર થઇ જશે એવો ભાસ થાય છે કે જેથી તેને જીતવું એ ઘણુંજ મુસ્કેલ કામ જણાય છે.

## ખામીનો દોષ.

જુઠાણાનાં અસંખ્ય રૂપો છે. આપણે આપણા ચહેરા વડે, સામાન્ય દેખાવ વડે, ચુપ રહીને, તેમજ બોલીને જુઠાણું પ્રગટ કરી શકીએ છીએ. કોમળતાથી જુઠું બોલાય છે. ઇતિહાસકાર સ્વદેશાભિમાનથી પ્રેરાઇને જુઠું લખે છે, રાજ્યદ્વારી હિતકારક કારણોને લીધે જુઠું બોલે છે, ને પક્ષકાર પોતાના પક્ષને માટે લાગણીથી જુઠું બોલે છે, દયાળુ પોતાના મિત્રને માટે જુઠું બોલે છે, અને દરેક માણસ બેદરકારીથી કોઇ કોઇ વાર જુઠું બોલે છે. મનુષ્યનું મન સત્યને માટે બનાવાયલું છે; સત્ય એકજ એવી સ્થિતિ છે કે જેમાં મનને કંઇ પણ ખરાબ અસર થતી નથી. જુઠું બોલનારને તે બોલવાથી ભલે કાંઇ ક્ષણિક લાભ થાય તોપણ તેથી તેને તથા સાંભળનારને નુકશાન થાય છે તેનો બદલો કદી વળી શકે નહિ એવો હોય છે. ગમે તેવા મોટા અને અગત્યના લાભો જો આપણી પાસે હોય તો તે વાપરવાથી ઘટી જાય છે. મન આપણે પોતે કેવા છીએ તે દર્શાવે છે; અને જો જુઠું બોલીએ તો આપણી સમજણને અપમાન પમાડીએ છીએ, આપણા ઉપર ડાઘ પાડીએ છીએ અને જનસમાજના બંધારણને ફટકો મારીએ છીએ ને તેનો ઇલાજ પછીથી કંઇજ થઇ શકતો નથી.

## અતિશયોક્તિનો દોષ.

નિંદા કરવાથી તથા ગપાટા મારવાથી થતું નુકશાન. આપણે જે બધું થતું હોય તે જાણવા બંધાયલા નથી; તેમજ જે બધું જાણીએ તે કહેવા પણ બંધાયલા નથી. નજીવી તથા નાલાયક બાબતો વિષેનું જ્ઞાન સંપાદન કરવાની જીજ્ઞાસાથી નકામા સવાલો પુછવાનું તેમજ ગપાટા મારવાનું ઉત્પન્ન થાય છે. આપણા પોતાનાજ કામ પર ધ્યાન રાખવું તે ઉત્તમ સદ્ગુણ છે. ચાડીઓ ધિક્કારવા જોગ છે. દરેક ગામમાં તથા ગામડાંમાં ગપ્પીદાસ, નવરા, અને નિંદાખોર માણસો એક રજની વાતને ગજ જેવી બનાવે છે અને મીઠુંમરચું ઉમેરીને એક ઘેરથી બીજે ઘેર સત્ય વાત તરીકે પ્રગટ કરે છે. નિંદાખોર માણસ સુકીર્તિનો ખુની, ઘરોમાં કલહ ઉત્પન્ન કરાવનાર અને પડોસી-

ઓમાં પરસ્પર પ્રીતિ ન થવા દેનાર અડચણરૂપ છે. નવરા માણસનો "એઠાં કરતાં બગાડ ભલો" એવો સિદ્ધાંત હોય છે. જે પુરૂષ યા સ્ત્રી પોતાના પડોસીની નિંદા કરે છે તે પોતાને જેની નિંદા કરતો હોય તેના કરતાં વધારે હલકો બનાવે છે. માણસની ખામીઓ પ્રગટ કરવાથી જો ખાસ કંઇ લાભ થતો હોય અથવા ગુન્હેગારોને ન્યાયાસન પાસે લાવા શકાતા હોય તોજ તે પ્રગટ કરવામાં લાભ છે, નહિ તો આપણા સાથી મનુષ્યોની ખામી વિષે આપણે જેટલું ઓછું જાણીએ તેજ સારૂં છે અને તે પણ આપણે આપણા પોતામાંજ સમાવી રાખવું જોઇએ.

## શિક્ષા.

### જુઠાણાથી જનસમાજના બંધારણના પાયા હાલી જાય છે.

વિશ્વવ્યાપક જૂઠાણાથી સમાજમાં અવ્યવસ્થા થઇ જાય. જુઠું બોલનાર જનસમાજની એક વ્યક્તિ તરીકે પોતાની પદવીનો લાભ લઇને તેજ જનસમાજના બંધારણ ઉપર ફટકો મારે છે કે જે ઉપર તેનો પોતાનોજ આધાર રહેલો છે ને તેના વગર પોતાના હાથમાં ફટકો મારવાનું બળ હોઇ શકતું નથી.

### જૂઠું બોલનાર પોતા પરનો વિશ્વાસ ગુમાવે છે.

તે સત્ય અસત્યને જુદા પાડી શકતો નથી કારણ કે તેણે ઘણીવાર તેઓને મિશ્ર કરી દીધેલ હોય છે. તે પોતાનીજ જાળમાં સપડાય છે. એક સારી રીતે જુઠું બોલનારની યાદદાસ્ત શક્તિ ઘણીજ તિવ્ર હોવી જોઇએ. અમુક ઠરાવેલા ધોરણ તથા નિયમ હોવાને લીધે જુદે જુદે પ્રસંગે તે શું બોલ્યો હોય છે તે યાદ ન રહેવાથી તે ઉલટી વાતોથી પકડાઇ જાય છે. આ બધા કરતાં વધારે ખરાબ તો એવું પરિણામ આવે છે કે પોતાના પ્રમાણિકપણામાં તેમજ પુરૂષાર્થમાં તેનો વિશ્વાસ રહેતો નથી. કેંટના શબ્દોમાં કહીએ તો "જૂઠાણું એટલે મનુષ્યની મહત્તાને તજી દેવી કે તેનો નાશ કરવો એ છે."

---

## પ્રકરણ ૮.

### વખત.

આપણા વિચારો, લાગણીઓ તથા કૃત્યોની હૈયાતી વખતમાં છે. આપણી જીંદગી એક પછી એક ચાલી જતી પળોના નદી જેવી છે. એક વાર વહી જાય તે પાછી આવતી નથી. જેમ આપણે તેઓનો ઉપયોગ કરીએ તેમ આપણું ચારિત્ર બને છે. વખતનો સદુપયોગ કરવો એ સારી રીતે જીવન ગાળવાની કળા છે.

### ફરજ.

**જીંદગીને એકસરખી બનાવવાની ફરજ.** જીંદગી કાંઇ અલગ અલગ પળોની બનેલી નથી પણ તે આખી છે. એક પળનો આપણે જેવો ઉપયોગ કરીએ તેનાથી બીજી આવનાર પળને અસર થાય છે ને ત્યાર પછીથી આવનાર બધીજ પળોને તેવીજ અસર થાય છે, જેમકે આપણા એક અંગની સ્થિતિ આખા શરીરનાં બધાં અંગોને અસર કરે છે તેમ. આપણે જાણીએ છીએ કે આજનો એશઆરામ કાલે દલગીરી ઉત્પન્ન કર્યાં વગર રહેતો નથી. જો આજે મહેનત કરીએ તો કાલે મિલકત મળે. આજે આળસુ થઈ બેસી રહીએ તો કાલે તંગી પડે. માટેજ આપણે આપણા વખતનો એવી રીતે ઉપયોગ કરવો જોઇએ કે જેથી ચાલુ વ્યવહારમાં તેમજ ભવિષ્યમાં આખા જીવનમાં સુખસંપત્તિ પ્રાપ્ત થઇ શકે. આપણે જે કામ એક દિવસ કરીએ તે બીજે દિવસે કરવાના કામથી વિરૂદ્ધ હોવું ન જોઇએ; પણ આપણું દરેક કામ માણસને હરહમેશના સુખના સાધનરૂપ થવું જોઇએ.

### સદ્ગુણ.

**ભવિષ્યને માટે વિચાર કરવો તે અને હાલના કાર્યક્રમથી ભવિષ્યના સુખ પર થવાની અસરનો વિચાર કરવો તે ડહાપણ કહેવાય છે.**

ડહાપણ એ પુરૂષાર્થનો ગુણ છે કારણ કે તે ક્ષણિક ભાવનાઓથી દબાઇ જવાને બદલે તેમને કાબુમાં રાખે છે. કંઇ ઇચ્છા તૃપ્ત કરવાની

પ્રબળ ભાવના તે તુરતજ પરિપૂર્ણ કરાવવા માટે સખત દબાણ કરે છે. નબળો માણસ પોતાની ઇચ્છાઓને એકદમ આધીન થઇ જાય છે અને તે ઇચ્છાને તૃપ્ત કરવા ગમે તે કરે છે, પણ ડાહ્યો માણસ એમ કરતો નથી. તે દબાણ કરતી ઇચ્છાને કહે છે "બેસી જા, શાંત થા, હું તારી વિનંતી વિષે વિચાર કરીશ. જો તે સારૂં જણાશે તો તું કહે છે તેમ કરીશ. જો એવું જણાશે કે તું ઇચ્છે છે તે કરવાથી મારૂં નુકશાન થાય તો તે નહિ કરૂં. તારે એમ ન ધારવું કે જે કંઇ તું કહે તે હું મારા લાભ કે નુકશાનનો વિચાર કર્યાં વગર કરીશ. તેં મને ઘણીવાર છેતર્યો છે માટે હવે પછી તારી દરેક માગણીને તાબે થતાં પહેલાં તેના ગુણદોષ તપાસીશ." આપણા મનમાં સહજ ઉત્પન્ન થતી ઇચ્છાઓને આમ દૃઢતાથી દબાવી દેવા માટે હિંમત તથા નિશ્ચયની જરૂર છે તે કામ સર્વદા હિચકારાપણું અને અવગુણનુંજ કાર્ય હોય છે.

## બદલો

**ડાહ્યા માણસની આખી જીંદગી એક સરખી સરળ, એક ભાગ બીજા ભાગની સાહ્યતામાં અને સરળતાથી ગુજરે છે.**

જીંદગીનો એક હિસ્સો કે વખતનો એક ભાગ એક બીજાની વિરૂદ્ધ હોય શકતા નથી. તે ગતકાળ તરફ સંતોષથી જુએ છે કારણ કે વર્તમાનકાળમાં તે જે સુખ ભોગવે છે તેનું કારણ તેના ગતકાળનાં કામો છે. તે ભવિષ્યને માટે સારી આશા રાખે છે કારણ કે વર્તમાન-કાળમાં ભવિષ્યમાં મળનાર સુખનાં બીજ નાખે છે. જીંદગીનું દરેક પગથીયું બીજા પગથીઆને મદદરૂપ છે માટેજ પરિણામ સુખી તથા એકસરખું આવે છે.

## પરીક્ષણ.

**વખત આપણી જીંદગીના જુદા જુદા ભાગ કરવા લલચાવે છે. "ચાલો ખાઇએ, પીએ તથા મોજ મારીએ. કાલે ઉઠીને મરી જવું છે" આ મૂર્ખનું સુત્ર છે. ભવિષ્યને માટે ચિંતા ન કરતાં વર્તમાન-કાળમાંજ આનંદ કરવો ને મોજ માણવી એ મૂર્ખાઇ મોટી નિશાની છે.**

## ખામીના દોષ.

**મુલતવી રાખવું તે વખતની ચોરી છે.** જે લાગણીથી આપણે તુરત કરવાનું કામ મુલતવી રાખવા લલચાઇએ છીએ તે આળસ છે, અને કંઇ પણ ઇચ્છા કે લાગણી આપણને ક્ષણિક આનંદ માટે કામથી અટકવા માટે લલચાવે તો તે મુલતવી રાખવા માટેનું આમંત્રણ કરે છે. મુલતવી રાખવાની ટેવની દગાબાજીથી થતું નુકશાન એ છે કે માણસ એવું માની બેસે છે કે બીજે વખતે મારી સ્થિતિ બદલાઇ જશે. મુલતવી રાખનાર એટલું તો કબુલ કરે છે કે હાથમાં લીધેલું કામ પુરૂં કરવું જોઇએ. પણ તેની દલીલ એ છે કે "હમણાં થોડી વાર રમું કે રખડું ને પછી કામ કરીશ. પછીથી એવો વખત આવશે કે જ્યારે મને રમવાનું તથા રખડવાનું નહિ ગમે અને કામ કરવાનું પ્રિય લાગશે તેવો વખત આવે ત્યાં લગી રાહ જોઉં." તેવો વખત કદી આવતોજ નથી. જો ગઇ કાલના મુલતવી રાખવા ઉપર આજે ધ્યાન રાખીએ તો આવતી કાલે આપણે આજના જેવાજ આળસુ થવાના. એક વાર કામને મુલતવી રાખવાથી તે કરવાનું સહેલું થતું નથી; બીજી વાર તે કામ વધારે સખત લાગે છે.

જે વખતે કામ કરવું જોઇએ તે વખતે આરામ લઇએ કે રમીએ તો તે નિર્બળતા તથા માનસિક હીણતા આણે છે કામ પછી આરામ તથા રમત માણસને માટે ઉત્તેજક છે તથા બળ આપનાર છે. જે કાંઇ મુશ્કેલી હોય તેને જલદીથી જીતી લઇએ તો પછી મુશ્કેલી રહેવા પામતી નથી. જેમ જેમ તેને વધારે વખત સુધી મુલતવી રાખીએ તેમ તેમ તે મુશ્કેલી વધારે મોટી લાગે છે ને તેને જીતવાનું આપણું બળ ઓછું થતું જાય છે.

### અતિશયોક્તિનો દોષ.

**ફીકર હાર ખવડાવે છે.** ભવિષ્યને માટેની ફીકર વર્તમાનકાળનો ભોગ અપાવડાવે છે. જો આવી ટેવ પડી જાય તો ઉલટું પરિણામ નીપજે છે. ભવિષ્ય એવી પળોની હારથી એવી રીતે બનશે કે જ્યારે તે તૈયાર થાય ત્યારે વર્તમાન કહેવાશે. વર્તમાનકાળમાં ભવિષ્યના

વિચારથી જે માણસ બધી પળો ગુમાવે છે તે ભવિષ્ય જેમાંથી નીપજનારૂં છે તેનોજ ભોગ આપે છે, અને જ્યારે તે વખત આવી લાગે છે ત્યારે ફીકર કરવાની ટેવ તો સાથેજ રહેલી હોય છે ને તેથી તે વેળાએ પણ બીજા ભવિષ્યને માટે તે વર્તમાનનો ભોગ આપે છે અને આમ તે હરહમેશ કર્યાંજ કરે છે. આવી રીતે જીંદગી વર્તમાન સુખરહિત, કલ્પિત દુઃખથી ભરેલી થાય છે ને ફીકર તથા બ્હીકનો અંત આવતો નથી. એ સારો નિયમ છે કે એક પુલ પાસે પહોંચ્યા પહેલાં આપણે તેને ઓળંગી શકતા નથી. ડહાપણ એમ માગે છે કે તેની ઉપર થઈને જવા માટે આપણે જરૂરની તૈયારી કરવી જોઇએ. આવી તૈયારી કર્યાં પછી જ્યાં સુધી તેને અમલમાં લાવવાની જરૂર પડે ત્યાં સુધી ડહાપણ વાટ જુએ છે. ફીકર તે વચગાળાના વખતમાં કાંઇ મુશ્કેલીઓ ઉભી થશે કે કાંઇ અડચણો આવી પડશે એવી કલ્પના કર્યાં કરે છે.

## મુલતવી રાખવું, ફીકર તથા ડહાપણ.

મુલતવી રાખવાથી ભવિષ્યનો વર્તમાનને ખાતર ભોગ અપાય છે. ફીકર વર્તમાનનો ભવિષ્યને ખાતર ભોગ આપે છે. ડહાપણ વર્તમાન તથા ભવિષ્યને એવી રીતે એકમેકનો વિચાર કરીને મેળવે છે કે જેથી આખું જીવન એક સરખું બને છે.

## શિક્ષા.

મુલતવી રાખવાથી કે ફીકરથી અવ્યવસ્થા ઉત્પન્ન થાય છે. જીંદગીના જુદા જુદા ભાગો એક બીજાથી વિરૂદ્ધ થાય છે. મુલતવી રાખનાર પોતાના ગતકાળના આનંદ માટે પસ્તાવો કરે છે, ને તેને ધિક્કારે છે, કારણ કે ગતકાળના મોજશોખે અત્યારે તેને દુઃખમાં તથા મુશ્કેલીમાં આણી મુકેલ હોય છે. તે ભવિષ્ય માટે બ્હીએ છે કારણ કે તે જાણે છે કે હાલનાં સુખો તે ભવિષ્યનાં દુઃખો તથા અધોગતિના કારણરૂપ છે.

જે માણસને ફીકર કરવાની ટેવ પડી ગઇ હોય છે તે પણ આવીજ જીંદગી ગાળે છે. વર્તમાનમાં તેને આનંદ નથી, ગતકાળમાં તેને કંઇ ઠીક ન લાગ્યું અને ભવિષ્યને માટે તે બ્હીકથી ભરપુર છે.

---

## પ્રકરણ ૯.

### સ્થળ.

જેમ બધા વિચારો તથા કાર્યો વખતમાં થાય છે તેમજ બધી જડ વસ્તુઓ સ્થળમાં હોય છે. આપણી પાસે જે કંઇ હોય તે કોઇપણ સ્થળે હોવું જોઇએ. દરેક વસ્તુને યોગ્ય સ્થળે રાખવી તે સદ્વર્તનની એક અગત્યની બાબત છે.

### ફરજ.

**દરેક વસ્તુ માટે સ્થળ અને દરેક વસ્તુ પોતાનાજ સ્થળમાં.** જે વસ્તુઓ એક બીજા સાથે સંબંધ ધરાવતી હોય તે એક બીજાની સાથે રાખવી જોઇએ. રકાબીઓ અને પુસ્તકો છાજલીઓ ઉપર, કપડાં પેટીમાં, ઓજારો તેમને માટેની પેટીમાં, લાકડાં બળતણની ઓરડીમાં હોવાં જોઇએ. જ્યારે જ્યારે વપરાશમાં ન હોય ત્યારે ત્યારે આ બધાંને તેમની યોગ્ય જગ્યામાં મુકવાની આપણી ફરજ છે. ધંધામાં તો ખાસ કરીને દરેક વસ્તુને પોતપોતાને ઠેકાણે રાખવીજ જોઇએ. સુતારે યા બીજા કારીગરે પોતાના દરેક હથિયાર માટે મુકરર કરેલ જગ્યા રાખવી જોઇએ, ને જેવો તે હથિયારનો ઉપયોગ થઇ ગયો કે તરતજ પેલી જગ્યાએ તેને પાછું મુકવું જોઇએ. વેપારીએ અથવા વિદ્યાર્થીએ પોતાની દરેક જાતની નોંધને માટે પુસ્તક યા પાનું મુકરર કરી રાખવું જોઇએ. એકજ જાતની બાબતો એક સાથે રાખવાથી એક નિયમ બંધાય છે. નિયમ વગર કંઇ પણ સારી વ્યવસ્થા થઇ શકતી નથી અને કોઇ મોટી યોજના પાર પાડી શકાતી નથી.

### સદ્ગુણ.

**સુવ્યવસ્થા એ પુરૂષાર્થનો ગુણ છે, કારણ કે તેથી વસ્તુઓ આપણા તાબામાં રહે છે અને તે આપણું નિશ્ચય બળ દર્શાવે છે.** નિયમિત રીતે કામ કરનાર માણુસ એક હજાર બાબતોની વ્યવસ્થા ઉત્તમ રીતે કરી શકે છે, પણ અનિયમિત માણુસ ૧૦–૧૨ બાબતોની પણ સારી વ્યવસ્થા કરી શકતો નથી. બીજા માણુસો કરતાં વધારે કામ કરવાની શક્તિનો અત્રે સવાલ નથી, પણ બીજા કરે તેટલુંજ કામ

નિયમિત રીતે કામ કરનાર એવી ઉત્તમ રીતે કરી શકે છે કે બીજાના કામ કરતાં તે સોગણું ઉત્તમ થાય અને તેના જેટલુંજ થાય એટલુંજ નહિ પણ તેથી એક મોટા રાજ્યાધિકારી કે મહાન વ્યાપારીની શક્તિ અને એક સામાન્ય યોગ્યતાના માણસની શક્તિની તુલના કરતાં જે ફરક દેખાય તે સિદ્ધ કરી શકાય છે.

### બદલો.

**નિયમિત માણસનાં સાધનો પળવારમાં તેના ઉપયોગમાં આવે છે.** તેને જે વસ્તુ જોઇતી હોય તેને ઠેકાણે તે શોધે છે ને ત્યાં તેને અવશ્ય મળે છે. જ્યારે વ્યાપારને બરાબર રીતે સુવ્યવસ્થિત કરવામાં આવે છે તો જેમ દશ ચીજમાંથી એક ચીજ સહેલાઇથી કાઢી શકાય છે તેમ દશ હજારમાંથી પણ એક ચીજ તેટલીજ સહેલાઇથી કાઢી શકાય છે. નિયમિત રીતે કામ કરનાર પોતાના ધંધાને એટલો વિકસાવી શકે છે કે જેની હદ બાંધી શકાયજ નહિ. આવી રીતે નિયમિત રીતે ચાલતો ધંધો લગભગ પોતાની મેળેજ ચાલે છે. આમ હોવાને લીધેજ મોટી સંસ્થાઓના અધિકારીઓ સાર્વજનિક કાર્યોમાં ભાગ લેવા પદવી સ્વીકારે છે કે બીજા દેશોમાં એકાદ વરસ જઇ શકે છે અને તેમની ખાત્રી હોય છે કે તેમની ગેરહાજરીમાં તેવીજ રીતે કામ ચલાવવામાં આવશે ને પાછા આવીને જેમનું તેમ તે કામ પાછું હાથમાં લઇ શકે છે. તેઓ જાણે છે કે દરેક માણસને મુકરર કરેલું કામ આપવામાં આવેલ છે કે જે તે માટે જવાબદાર છે. દરેક કાર્યપદ્ધતિ માટે ખાસ ઠરાવેલા ધારા ધોરણને અનુસરવાનો નિયમ બાંધેલો હોય છે, દરેક હિસાબ કયાં રાખવો તે ઠરાવેલું હોય છે. ધંધામાં સફળ થવા માટેની ચાવી નિયમ છે. નિયમિતપણું બધી વસ્તુઓને આપણા તાબામાં રાખે છે અને તેથી તે વસ્તુઓ આપણા હાથમાં એકદમ ને સહેલાઇથી આવી શકે છે ને વધારે ઉપયોગી નિવડે છે.

### પરીક્ષણ.

**શરૂ કરતી વખતે નિયમ અઘરો લાગે છે, પણ આગળ જતાં નિયમથી ઘણીજ મહેનતનો બચાવ થઈ શકે છે.** જો કોઇ વસ્તુને

તેને ઠેકાણેથી લઇએ ને કામમાં લીધા પછી પાછી તેજ ઠેકાણે ન મુકીએ ને આમ ને તેમ પડી રહેવા દઇએ તો તેને શોધી કાઢવા માટે દશગણો વધારે વખત લાગે છે. આપણે આ વાત જાણીએ છીએ, તોપણ ક્ષણિક વર્તમાન એશઆરામને આપણે ભવિષ્યની સગવડને બદલે અગત્યના ગણવા લલચાઇએ છીએ. મહેનત ઉઠાવીને અને ખાસ પ્રયાસથી જે આપણે નિયમિતપણું આપણા સ્વભાવમાં તથા આપણી પ્રકૃતિમાં ટેવરૂપે દાખલ કરતા નથી, તો આપણે લાલચને વશ થઇ જે વસ્તુનું તરતમાં કામ નથી તેને જેમ બને તેમ સહેલાઇથી આમ તેમ મુકવાનુ મન થાય છે.

## ખામીનો દોષ.

**બેદરકાર માણસ વસ્તુઓનો સ્વામી નથી.** કોઇવાર તેની અડફટમાં વસ્તુઓ આવે છે ને તેને પાડી નાખે છે ને કોઇવાર તેને જરૂર હોય ત્યારે સંતાઇ જાય છે ને તેની પાસે ખુબ શોધ કરાવે ને ત્યારે જાણે તેની હાંસી કરતી ન હોય તેમ વસ્તુઓ તેના પ્રતિ વર્તે છે. બેદરકારીપણું એટલે નબળી મનોવૃત્તિનો એકરાર છે કે જેને લીધે વસ્તુઓ પર કાબુ રાખી શકાતો નથી. **નબળાઇ હરહમેશ દુર્ગુણ છે.**

## અતિશયોક્તિનો દોષ.

**દરેક નિયમનો આશય એ છે કે કામ ત્વરાથી થાય. નિયમમાં અતિશયોક્તિ તે નિરર્થક છે તે નિયમને ખાતરનોજ નિયમ** છે. દરેક નિયમમાં કેટલાક અપવાદ હોય છે. એક જાતની ટેવ બરાબર પડે તે પહેલાં અપવાદ ઠરાવવા તે જોખમભરેલું છે; અને જ્યારે આપણે નિયમિતપણાની ટેવ પાડવાનું શીખતા હોઇએ ત્યારે અપવાદ ઠરાવવાને બદલે દરેક કામ નિયમિત રીતે કરવા માટે ગમે તેવી અગવડ પણ સહેવા તૈયાર થવું જોઇએ. તોપણ જ્યારે આ ટેવ બરાબર પડી જાય છે ત્યારે જો કાંઇ કામ સહેલાઇથી કોઇ બીજી રીતે થઇ શકતું હોય તો તેમ કરવામાં ખાસ ઠરાવેલા નિયમોથી થતા વિલંબ તથા મહેનતનો બચાવ થઇ શકે છે. ખરેખર પુરૂષાર્થી તથા ફતેહમંદ વ્યાપારી તો તેજ કહેવાય કે જે નિયમિત રીતે કામ કરે છે ને ધારે છે તો નિયમને પોતાના હિતને અર્થે ગમે તે વખતે બાજુ પર પણ મુકી દે છે.

## શિક્ષા.

**બેદરકાર માણસના માર્ગમાં જે ચીજ તેને જોઈતી નથી તે આવ્યા કરે ને તેને જે ચીજ જોઈએ છે તે તેનાથી વેગળી રહે છે.** તેને જે ચીજ જોઈતી હોય તેને શોધવામાં એકઠી થએલી ચીજોમાં તેનો અડધો વખત જાય છે. જ્યાં બધી વસ્તુઓનો ઢગલો કરી મુકેલ હોય છે ત્યાં એક ચીજ શોધી કાઢવા માટે દસબાર ચીજોને ઉથલાવવી પડે છે. બેદરકારીથી વસ્તુઓ આપણા પર અધિકાર ચલાવે છે અને તેનું પરિણામ એ થાય છે કે આપણો રોજગાર તેમને આધારે રહે છે. જેમ તાબામાં રાખેલ વસ્તુઓ વફાદાર અને ઉપયોગી સેવકની ગરજ સારે છે, તેમજ વસ્તુઓને આપણા પર સત્તા આપીએ તો તેઓ જુલમગાર શેઠ થઈ પડે છે. તેઓ આપણો વખત ગુમાવે છે, આપણું ધૈર્ય ખોવડાવે છે, ધંધાને તોડી પાડે છે ને આપણા દ્રવ્યને ઉરાડી મુકે છે.

---

## પ્રકરણ ૧૦.

## કિસ્મત.

ખરૂં જોતાં આ જગતમાં કિસ્મત, અકસ્માત યા નસીબ જેવું કાંઈજ નથી. દરેક વસ્તુઓ તથા બનાવોના સંબંધમાં ખાસ ઠરાવેલા નિયમો છે. દરેક બનાવ નિયમોને આધારે બને છે. કાંઈ પણ બનાવ બનવા માટે કારણની જરૂર છે અને કારણ ન હોય તેમ બનવું અશક્ય છે. જેમકે બે પહાડો વચ્ચે ખીણ ન હોય તેમ અથવા એક લાકડીને એકજ છેડો હોય તેમ બનવું અશક્ય છે.

કેટલાક બનાવના કારણ વિષેના આપણા અજ્ઞાનને લીધે આપણે ઘણીવાર એમ ધારીએ છીએ કે નસીબથી યા ભાગ્યથી અમુક કામ બન્યું છે. જે બનાવ બનવા વિષે આપણે પહેલેથી આશા રાખતા ન હોઈએ તેવાં કાર્યોને ભાગ્યદેવીનાં કાર્યો લેખીએ છીએ. ખરૂં જોતાં આવા અણધાર્યાં ને અવર્ણનીય બનાવો વારસાથી, વસ્તુસ્થિતિથી, સામાજીક સંસ્થાઓથી, કુદરતનાં તત્ત્વોથી અને પ્રભુ તરફથી બનેલા હોય છે.

આ બાબતો આપણા જીવનમાં ગુપ્તપણે પ્રવેશ કરીને ઘણીજ મોટી, સારી કે નરસી અસર આપણા ઉપર કરે છે; અને આવી બાબતોને માટે કેવા વિચાર ધરાવવા જોઇએ તે ખાસ અગત્યની વાત છે.

## ફરજ.

**કિસ્મત કરતાં મોટા થવાની ચાવી.** કેટલીક બાબતો આપણા તાબામાં હોય છે ને કેટલીક ચીજો આપણા તાબામાં હોતી નથી. જે વસ્તુઓ આપણા તાબામાં છે તેમની ઉપર આપણા વિચારો સ્થિર કરવા અને આપણાથી બને તેટલી સર્વોત્તમ રીતે તેમનો સારામાં સારો ઉપયોગ કરવામાં ખંતથી મચી રહેવું ને જે બહારના બનાવો બને તે પ્રતિ બેદરકાર રહેવું એ ડહાપણભરેલું છે. આપણે કેવા છીએ, આપણે શું કરીએ છીએ, આપણે શું કરવા માગીએ છીએ, આ ખાસ અગત્યની બાબતો છે, અને તેઓ હમેશ આપણાજ તાબામાં છે. આપણને જે પૈસા મળે: લોકો આપણે માટે શું કહે છે; આપણને જે પદવી મળી હોય તે; આપણી પસંદગી ખાસ કામ માટે થઇ હોય તે બધી બાબતો આપણા સુખને કેટલેક અંશે લાગતી-વળગતી છે. આ સારાં વાનાં જ્યારે આવી મળે ત્યારે આપણે તેમને આવકાર આપીએ. પણ તેઓ આપણા જીવનના મુખ્ય બનાવોને અસર કરવાને બદલે આકસ્મિક બનાવોને વધારે લગતા છે. જ્યારે તેઓ મળે ત્યારે તેમની સાથે ઘણાજ બંધાઇ રહેવું ન જોઇએ અને જ્યારે તેઓ જતા રહે ત્યારે બહુ દુઃખ પણ લગાડવું ન જોઇએ. તેમના ઉપર આપણાં સુખ અને શાંતિનો આધાર કદી પણ રાખવો ન જોઇએ. આપણે યાદ રાખવું જોઇએ કે "ઉમદા જીવનને માટે જોઇતાં સાધનો આપણા અંતરમાં છે."

કિસ્મતના તરફ બેપરવા રહેવાથી જે મોટાઇ પ્રાપ્ત થઇ શકે છે તે વૈરાગ્યનો ઉમદા પાઠ શીખવે છે. માર્કસ ઑરેલીઅસ, એપીક-ટીટસ અને સેનેકા આવા મતના છે. તેમની શિક્ષા આપણે બધાએ સારી રીતે મનન કરવી જોઇએ. જીંદગીનાં દુઃખો ગંભીરપણાથી અને હિમતથી સહન કરવામાં ગુપ્ત બળ રહેલું છે, જો કે બહારના બનાવો

પ્રત્યેના આપણા વર્તણનું આ કાંઇ પૂર્ણ ધ્યાન નથી. કિસ્મત ઉપરનો ખરો કાબુ ને જે વાનાં લાવે છે તેમને એવી બીકથી તજી દેવાં કે આપણે તેમના ગુલામ થઇ જઇશું તેમાં સમાએલો નથી; પણ તેનાથી બની શકે તેટલાં વાનાં તે આપણને આપે તેવી તેને ફરજ પાડવામાં અને વધારેની આશાથી તેની આગળ નમી ન પડવામાં સમાએલો છે. કિસ્મતનાં આ દાનોની આવી તુલના કરીને સંપૂર્ણ સ્વતંત્રતા સાથે તેમને જોડી દેવાનું કામ ઘણુંજ મુસ્કેલ છે.

## સદ્‌ગુણ.

જે સદ્‌ગુણ બહારનાં વાનાં તથા તત્ત્વો ઉપર સત્તા રાખે છે તે **હિંમત** છે. જુના જમાનામાં લોકોના દેહને જોખમ આવી પડે તેને કિસ્મત સમજતા અને તે જોખમની ઉપર કાબુ ધરાવનારને હિંમતવાન કહેતા. હિંમત આજે પણ શારીરિક બહાદુરીમાં સમાએલી છે. પણ તેમાં ઘણો વધારો પણ થએલો છે. સુધરેલા દેશમાં શરીરને નુકશાન પહોંચવાનાં જોખમો ઘણાજ ઓછા ને જવલ્લેજ હોય છે. આપણી આસપાસ બધાજ કાંઇ ભૂલ કરતા હોય તે વખતે ખરૂં કામ કરવાની હિંમત કરવી. બધાજ જ્યારે "હા" કહેતા હોય ત્યારે "ના" કહેવાની હિંમત કરવી. જીંદગીનાં અનિવાર્ય દુઃખો હિંમતથી તથા ધૈર્યથી સહન કરવાં. આવા આવા હિંમત દાખવવાના મુસ્કેલ પ્રસંગો સુધરેલા જમાનામાં વારંવાર મનુષ્યને આવી પડે છે. મુસ્કેલી તથા વસ્તુસ્થિતિની સામે આવી જે હિંમત બતાવવામાં આવે છે તેને ધૈર્ય નામે આપણે ઓળખીએ છીએ. ધૈર્ય એટલે આધુનિક જીવનમાં હિંમત દર્શાવવી તે છે. હિંમત એટલે બહારનાં કારણો કરતાં મોટા થવું જ્યારે મનુષ્યો પર જંગલી હિંસક પ્રાણીઓ જેવાં કે સિંહ, વાઘ, વગેરે અને શત્રુઓ ચઢી આવે છે ત્યારે તેમની સામા થઇને લડીને હરાવવામાં હિંમત વાપરવામાં આવે છે. આજે આપણે સુધરેલા જમાનામાં મિત્રભાવવાળા મનુષ્યો સાથે રહીએ છીએ ત્યારે બીજાઓને સારૂં લાગે તેટલા માટે તેમના મતમાં મળતા થવાને બદલે આપણી પોતાની માન્યતા દર્શાવવામાં હિમ્મત વાપરવી પડે છે, અને આમ કરવામાં જે કાંઇ વેઠવું પડે તે હિમ્મત હાર્યાં વગર સહન કરવું જોઇએ.

## બદલો.

**હિંમતનું વિશ્વવ્યાપક માન.** પોતાના વિચારો દર્શાવવા ને તેને વળગી રહેવામાં દૃઢ તથા પ્રબળ શક્તિ રહેલી છે કે જે જોનાર બધા તે માટે માન ધરાવે છે. જ્યારે આપણે કોઇ માણસને પોતાનાજ પગ ઉપર ઉભેલો જોઇએ ને પોતાના મનમાંના વિચારો ખુલ્લેખુલ્લી રીતે દર્શાવતો હોય, જે તેને ખરૂં લાગે તે નિર્ભયપણે કરતો હોય, તો પછી ભલે આપણે તેના વિચારોથી જુદા પડતા હોઇએ ને તેનાં કામોને પસંદ ન કરતા હોઇએ તો પણ તે માણસને માટે માન ધરાવ્યા વગર આપણે રહી શકતાજ નથી. એવો કોઈ પણ લોકમાન્ય કે પ્રસિદ્ધ માણસ થઇ નથી ગયો કે પોતાના સાથીઓ તરફથી આવી પડતાં દુઃખને તથા મહેણાંને સહન કરતો તે પોતાનાજ વિચાર પ્રમાણે ખરેખરી રીતે વર્ત્યો ન હોય.

## પરીક્ષણ.

**વિરોધ તથા દુઃખ હોવા છતાં પોતાના કિસ્મતને પોતાના હાથમાં લઇને જીવન સાર્થક કરવું તે માટે મહાન બળ તથા દૃઢ નિશ્ચયની જરૂર છે.** આપણા નિશ્ચયોને કેટલીકવાર બહારનાં કારણોને લીધે કિસ્મતને હવાલે કરી દેવા આપણે લલચાઇએ છીએ. હવાઇ કિલ્લાઓ, સ્વપ્નવત્ વિચારો અને કાંઇક બનશે એવી આશાઓ આવા પરીક્ષણનાં રૂપો છે ભયથી નાસી જવાના વિચારો અને બેદરકારીથી જોખમો વહોરી લેવાના વિચારોથી વધારે પ્રબળ દુર્ગુણો પ્રાપ્ત કરી શકાય છે.

## બામીનો દોષ.

**આપણી પોતાની માન્યતા વિરૂદ્ધ બહારના દબાણને તાબે થવું તે બ્હીકણપણું છે** પુરાતન કાળમાં જે માણસ લડાઇમાં પાછી પાની કરતો તે બ્હીકણ કહેવાતો. આજે એવો માણસ બ્હીકણ કહેવાય છે, કે જે પોતે જેવો એકાંતમાં હોય છે તેના કરતાં બીજા માણસો આગળ જુદોજ દેખાય છે. જે પોતાના વિચારો તથા લાગણી પ્રમાણે તો નહિ પણ બીજાઓ સાંભળવા ઇચ્છે તેવું બોલે છે; જે બીજાઓનું અનુકરણ કરે છે, રખે તેઓ તેને વિચિત્ર કહે; જે બીજા બધાઓને ખુશ રાખવા

તનતોડ મહેનત કરે છે જાણે કે પોતાનું મનજ ન હોય, જે માણસ અમુક વસ્તુઓ ખરેખર કેવી છે તેને બદલે તે કેવી દેખાશે તે ઉપર ધ્યાન આપે છે.

## અતિશયોક્તિનો દોષ.

**જગતમાં એવી શક્તિઓ છે કે જેઓ આપણો નાશ કરી શકે: આપણે તેમનાથી બચી જવા માટે યોગ્ય પગલાં લેવાં જોઇએ.** જ્યારે જ્યારે જરૂર પડે ત્યારે બહાદુર માણસે આવી શક્તિઓની સામે થવું જોઇએ. આપણા દેશને માટે તોપની સામે થવું, ડુબતાં બાળકોને બચાવવા ખાતર પુરવાળી નદીમાં પડવું, માંદાંની સારવાર કરવા માટે ચેપી રોગો લાગે તેની પરવા ન કરવી જોઇએ.

પુરતાં કારણો વગર આવાં કામો કરવાં તે મુર્ખાઇ છે. કોઇ આપણને ચઢાવે તેટલા માટેજ આવાં કામો કરવાં તે હિંમત નથી, પણ બીકણપણું છે.

**જુગાર એ નકામાં જોખમો વહોરવાનું એક ઘણુંજ નુકશાનકારક કામ છે.** પોતાના હાથની મહેનતથી જીવનને સાર્થક કરવા માટે જુગારી માણસની વિચારશકિત ઘણીજ નબળી, તેનું મન ઘણુંજ ખાલી અને તેનું શરીર ઘણુંજ સુસ્ત હોય છે તેથીજ તે પોતાના સુખને પાસાની સાથે ફેંકે છે, કે (જુગારનાં) પૈડાં સાથે ફેરવે છે, કે ઘોડા સાથે સરતમાં દોડાવે છે. કિસ્મતની આવી આરાધના સચોટ ખાત્રી આપે છે કે તે માણસ પોતાનીજ મહેનતથી પોતાના જીવનને સફળ કરવાને શકિતવાન નથી. તે ઘણીજ અધમ વાત છે, કારણ કે માણસ પોતાની પ્રમાણિક મહેનતને બદલે બહારના બનાવો પર પોતાના સુખને નાખે છે તે વિચારબળને પદભ્રષ્ટ કરવા જેવું ને મનુષ્યને પોતાના મનુષ્યત્વનો ભોગ આપવા જેવું છે.

તે પોતાને નુકશાન કરે છે એટલુંજ નહિ પણ બીજાઓને પણ હાનીકર્તાં નીવડે છે. તે સમાજ વિરૂદ્ધનું કાર્ય છે, તેથી એક માણસનો લાભ તે બીજાનું નુકશાન છે. **સામાજીક સુખનો આધાર પરસ્પર લાભ ઉપર રહેલો છે.**

જુગારથી વિચારશક્તિનો નાશ થાય છે માટે દરેક વખત જુગાર રમવાથી માણસ તેની સામે થવા માટે વધારે ને વધારે નિર્બળ થતો જાય છે. થોડાજ વખતમાં તેને એ રોગરૂપે લાગે છે, પ્રમાણિક રીતે પૈસા કમાવાનું તેને અઘરૂં તથા ધીમું લાગે છે, અને તેની પુરેપુરી સત્તા જામી જાય ને તેની ટેવ પડી જાય ત્યાં સુધી તે માણસ આ વાત સમજી શકતો નથી. દરેક જાતનો નફો કે જેથી બીજાનું નુકશાન થતું હોય તો તે જુગાર છે. સોરટી, પોલીસ (પાનાં રમવાં), શરત મારવી, લોટરીની ટીકીટો લેવી, સટ્ટો કરવો (વેપારમાં જ્યાં માલની આપલે કરવામાં આવતી નથી, પણ બજારભાવ પ્રમાણે અમુક દિવસે નફો યા નુકશાન વહેંચી આપવું તે સટ્ટો કહેવાય છે), વગેરે, જુગારનાં જુદાં જુદાં રૂપો છે. તે બધાં કાંઇ નહિને બદલે કંઇ મેળવવાની ઇચ્છાથી ઉદ્ભવેલાં હોય છે. આવી ઇચ્છાઓ જો કોઇ ગરીબ ભીખારીમાં જોઇએ તો આપણે દરગુજર પણ કરીએ, પણ સારા મજબુત માણસોએ તો એ માટે શરમાવું જોઇએ.

## શિક્ષા.

**બ્હીકણપણાની શરમ.** માણસ પોતાની બાહ્ય બાબતોનો સ્વામી હોવો જોઇએ. જ્યારે આપણે કોઇ માણસને કે જેને માટે તેના મનમાં માન નથી તેવા બીજા માણસની આગળ નમતો જોઇએ: જે બાબતો માટે પોતાને માન નથી ને બહારનાં કારણોથી નમતો જોઇએ; સારી રીતે જીવન ગાળવા કરતાં જીવવુંજ તેને સારૂં લાગે છે, બ્હીકથી તે લપાઇ જવાને તત્પર છે: લાંચને ખાતર જુઠું બોલવાને અચકાતો નથી ત્યારે આપણને લાગે છે કે તેનામાંથી માણસપણું જતું રહ્યું છે અને તેની અધોગતિ તરફ આપણાથી દિલગીરી તથા શરમથી જોયા વગર રહેવાતું નથી.

---

## પ્રકરણ ૧૧.

### કુદરત.

અત્યાર સુધી કુદરત તરફથી મળતાં દાનોના ઉપયોગ વિષે આપણે વિચાર કર્યો છે. આવા ખાસ ઉપયોગ શિવાય આ દાનો માટે કુદરતનો સામટો ભાવ પણ જુદોજ છે. પ્રભુ કે જેની પ્રતિમારૂપે આપણાં મન સૃજાએલાં છે અને તેના વિચારોને આપણાં મન અનુસરે છે તેટલા અંશે આપણે તેના ડહાપણ, સત્ય તથા સૌંદર્યને આપણા જીવન-વ્યવહારમાં તથા જગતના ધારાઓમાં દર્શાવીએ છીએ. કુદરતના અભ્યાસમાં આપણે પ્રભુના વિચારોને અનુસરીએ છીએ. આકાશના ગૌરવ તરફ નિહાળતાં ને ખેતરો, ઝરા તથા જંગલોના સૌંદર્ય વિષે વિચાર કરતાં તેમને ઉત્પન્ન કરતી વેળા પ્રભુને થએલા આનંદને આપણે સ્વાભાવિક રીતે જોઇ શકીએ છીએ ને તેથી તેમના તરફ જોવું તે આપણને હૃદયમાં ઉત્તમ ભાવનાઓ ઉત્પન્ન કરે છે. આપણા પોતાનાજ હૃદયમાં જે જ્ઞાન પ્રકાશે છે ને જે પ્રેમ ઉદ્‌ભવે છે તેનોજ વિસ્તાર તથા સંપૂર્ણપણ કુદરતમાં વધારે ને વધારે યોગ્ય રીતે દેખાય છે. કુદરત તથા મનુષ્યનો આત્મા એકજ પિતાનાં બાળકો છે. કુદરત આપણા હૃદયની આકાંક્ષાઓ દર્શાવે છે, તેથીજ જ્યારે આપણે કુદરત સાથે કોઇ જંગલમાં, ખેતરમાં, દરીઆકિનારે કે ચંદ્રથી પ્રકાશિત રાત્રીના કોઇ સરોવરને તીરે, એકલા હોઇએ છીએ ત્યારે આપણા મનને શાંતિ લાગે છે ને જગતમાં અનુકૂળતા દેખાય છે.

### ફરજ.

**કુદરત માટેના પ્રેમ માટે બીજા બધા પ્રેમની જેમ ફરજ પાડી શકાય નહિ.** તે આપણા વિચારોને તાબે નથી. જેમ આપણે આજીવિકા ચલાવવા માટે વિચારપૂર્વક કાર્ય કરીએ છીએ તેમ તેને માટે બની શકે નહિ, તોપણ તે પ્રયાસથી કેળવી શકાય તેમ છે. આપણે કુદરતનાં વધારે અસર કરનાર વાનાં સાથે સંબંધમાં આવી શકીએ. માટે આપણે એકલાજ જઇએ; જંગલમાં રખડીએ; વાદળાં નિહાળીએ; સૂર્યના પ્રકાશમાં આમતેમ ફરીએ; તોફાનમાં હિંમતથી બહાર

જઇએ; પક્ષીઓનાં ગાયન સાંભળીએ: અન્ય પ્રાણીઓનાં રહેઠાણ શોધી કાઢીએ, કયાં અને કઇ વખતે ફુલો મળી શકે તે જાણીએ; પ્રકાશિત સૂર્યાસ્તને ધ્યાનપૂર્વક નિહાળીએ; અને તારાવાળા આકાશ તરફ ઉંચે જોઇએ. જો આમ આપણે કુદરતની સમિપ વધારે રહીએ તો તે આપણી વધારે નજદિક આવે અને તેનાં ગુપ્ત રહસ્યો આપણને ધીમે ધીમે સમજાવે.

### સદ્‌ગુણ.

**જેમ જેમ આપણને કુદરતની સુંદરતા તથા ખુબી વધારે ને વધારે દેખાય તેમ તેમ આપણે વધારે ને વધારે તેની અસર સંપાદન કરવાને યોગ્ય થઇએ છીએ.** કુદરત જે અસર આપણી આસપાસ હરહમેશ પ્રસરાવે છે તે ઓળખવી તે ઉમદા જીવન તથા ચારિત્ર્ય માટે અનિવાર્ય છે. આપણા વિચારો, આપણાં કૃત્યો, હા, આપણી આકૃતિ પણ આપણા મનમાં તથા હૃદયમાં જે કાંઇ નિત્ય આવે છે તેનાં પ્રતિબિંબ ફેંકે છે અને જો આપણે ઉમદા થવા માગીએ યા દેખાવા માગીએ તો આપણે હરહમેશ કુદરતમાં ખુબ મસ્ત થવું જોઇએ, ને તેના સત્ય તથા સુંદરતાના ઝરાઓમાં પ્રવેશ કરવો જોઇએ.

### બદલો.

**કુદરત ઉચ્ચ બનાવનાર તથા પવિત્ર** કરનાર છે. કુદરતની મહત્તા સાથેનો આવો સહવાસ આપણા જીવનને ઉમદા અને પવિત્ર બનાવે છે અને તે સિવાય તેમ બની શકેજ નહિ. આપણે જેને ચાહીએ છીએ તેના જેવાજ આપણે બનીએ છીએ. આપણે જેનો વિચાર કરીએ છીએ, જેને માટે માન ધરાવીએ છીએ તેનીજ આકૃતિમાં આપણે ફેરવાઇ જઇએ છીએ. આવી રીતે આપણે વિકટ પરીક્ષણોને જીતવા બળવાન થઇએ છીએ, ને આપણા જીવનમાં રોજ રોજ પ્રત્યક્ષ દેખાતાં વિઘ્નો સહન કરવા શકિતવાન થઇએ છીએ અને બધા અન્યાયોની સામે થઇ શકીએ છીએ.

### પરીક્ષણ.

**ઘણાજ સંપૂર્ણપણાથી અને વફાદારીથી જો આપણે એક ફરજ અદા કરીએ છીએ, તો તેજ ફરજ બીજી ફરજ અદા**

**કરવામાં અડચણરૂપ થાય છે.** આપણી આજીવિકા સંપાદન કરવામાં, આપણો ધંધો ચલાવવામાં તથા વિદ્યા પ્રાપ્ત કરવામાં આપણે એટલા બધા મશગુલ થઈ જઈએ છીએ કે કુદરત સાથેના સહવાસ માટે આપણને વખત મળતો નથી ને આપણે તે ઉપર ધ્યાન આપતા નથી. કામ, ધંધો, વિદ્યા વિગેરે આપણા પોતાનાજ સીધી રીતે કાબુમાં હોવાને લીધે ને કુદરત પરનો પ્રેમ તો ધીમે ધીમે આડકતરી રીતે આપણને સંપાદન થતો હોવાને લીધે આપણે આપણી તરતની જરૂરીઆત પર લક્ષ લગાડીએ છીએ ને આપણો બધો વખત તથા બળનો ઉપયોગ તેમને માટે કરવામાં કુદરત સાથેનો નીકટનો સંબંધ કે જેદ્વારા તેનું સૌંદર્ય આપણે જોઈએ છીએ તે વિસરી જઈએ છીએ. જો કોઇ આપણને પુછે કે "ઝાડ પરનાં પક્ષીઓ કે આકાશમાંના તારાઓ નીચેની ટેકરીઓ તરફ જોવામાં શો લાભ છે?" તો આપણે તેને રૂપીઆ, આના, પાઇમાં જવાબ આપી શકીએ નહિ. પણ તેથી આપણે દૈહિક જીવન માટેનાં કાર્યોની અગત્ય તેજ સર્વોત્તમ છે એમ જે તેની માન્યતા છે તે આપણી થાય એવું જોખમ છે. આપણે કુદરતને વિસરીએ તો તે આપણી વ્યવહારૂ આંખો આગળથી દૂર સંતાઇ જાય છે.

## ખામીનો દોષ.

આવી શિથીળતા આપણામાં એકાએક આવતી નથી. બધાં બાળકો કુદરતમાં થતા ફેરફારોને ધ્યાનપૂર્વક લક્ષમાં લે છે. કુદરત પાસે આપણાં હૃદયો ખોલવામાં બેદરકાર રહેવાથી શિથીળતા આવે છે. તે આપણે ન જાણીએ તેમ આપણામાં પ્રવેશે છે. તેને દૂર કરવા માટે આપણે કુદરતની સમિપમાં વધારે રહીએ ને તેના પર વિશ્વાસ રાખીએ તો આપણાં મંદ અને વિમુખ હૃદયો પાછાં તેના પ્રતિ વળી શકે.

## અતિશયોક્તિનો દોષ.

**કુદરતને માટે ઉત્સાહ આપણા પોતાનાજ પ્રયાસથી ઉત્પન્ન કરવાનો ઢોંગ.** કુદરત માટેનો ખરો પ્રેમ કુદરતની રચનાની આપણા મન પર થતી અસરને લીધે આપણામાં સહજ ઉત્પન્ન થવો જોઇએ. **કામ કરવા કરતાં વિશ્વાસથી; જીત મેળવવા કરતાં ગ્રહણ કરવાથી;**

અશાંતિ અને ઉતાવળ કરતાં ધૈર્યતાથી; ઘોંઘાટ તથા વાતચીતને બદલે શાંત ચુપકીદીથી આપણે કુદરતના સૌંદર્યને વધારે નિહાળી શકીએ છીએ. કુદરતમાંથી જે આનંદ સ્વાભાવિક રીતે એકાએક મળે છે તેજ ખરો આનંદ છે. જે કાંઇ આપણે પોતાના પ્રયાસથી કરીએ ને તેને માટે યોજનાઓ ઘડીએ, વાતચીત કરીએ તે ફકત એ ખરા આનંદની નકલ કરવા જેવું છે. કુદરતને ખરેખર ચાહનાર માણસ પોતાને જે કોઈ મળે તેની આગળ દર વખતે કુદરતનીજ રસીક વાતો કરતો નથી.

## શિક્ષા.

મનુષ્યનું જીવન તે જેવા વિચારો કરે છે ને વાનાં જુએ તેના કરતાં અધિક ગુઢ અને ઉમદા હોતું નથી. કુદરત વિષે વિચાર કર્યાં વગર તેમજ તેના પર પ્રેમ કર્યાં વગર આપણે ખાઇ, પી અને રહી શકીએ છીએ ખરા. ઘોડો તથા બળદ પણ તેમ કરી શકે છે. કુદરતના સૌંદર્ય તથા અર્થ વિષેનું મંદપણું આપણને પશુવત્ બનાવે છે. કુદરત-માંથી મળતું પ્રેરકબળ બંધ કરીએ તો આપણી જીંદગી આગળ વધતી અટકે છે, આપણો આત્મા મુંઝાય છે, અને આપણી લાગણીઓ કર-માઈ જાય છે. જેમ સ્થિર પાણી જલદીથી મેલું થઈ જાય છે ને તેમાં હલકા પ્રકારની વનસ્પતિ તથા પ્રાણીઓ ઉત્પન્ન થાય છે તેમજ સ્થિર થઈ ગએલા આત્માવાળા મનુષ્યોમાં તારા તથા આકાશના સૌંદર્યનું પ્રતિબિંબ પડતું નથી તેથી તે જલદીથી અધમ, સ્વાર્થી તથા ઇંદ્રિયોને આધીન થઇ જાય છે.

---

## પ્રકરણ ૧૨.

## પશુઓ.

મનુષ્યો અને જડ પદાર્થોની વચ્ચેના તફાવતરૂપે જનાવરો છે. આપણા પોતાના ઉપયોગ માટે આપણે તેમને પાળીએ છીએ, વાપ-રીએ છીએ, અને કાપીએ છીએ, તોપણ તેમની લાગણીઓ અને પ્રેમભાવ આપણા જેવાજ છે. કેટલીક બાબતોમાં તો તેઓ આપણા કરતાં પણ ચઢી જાય છે. બળમાં, ઝડપમાં, વાસથી પારખવામાં,

વફાદારીમાં, પશુઓમાં રહેતી જડબુદ્ધિ મનુષ્યોની સમજશક્તિ કરતાં ઘણીવાર વધારે ચઢતી દેખાય છે.

તોપણ પશુઓમાં હુંપણું નથી. તેને ભાન છે પણ હુંપદનું ભાન નથી. તેને જ્ઞાન છે પણ તે જાણતું નથી કે તેને જ્ઞાન છે. તે ઘણા અજાયબ પમાડે તેવા અક્કલહોશિયારીના પ્રયોગો કરી શકે છે, પણ તે કેવી રીતે કરે છે તે તે પોતાને પણ સમજાવી શકતું નથી.

પશુને લાગણીઓ હોય છે, પણ તે લાગણીઓ તેનો પોતાનો સ્થાયી સ્વભાવ છે તેમ તે જાણતું નથી. જેમ આપણને સુખ તથા દુઃખ લાગે છે તેમજ પશુને પણ સુખ તથા દુઃખ લાગે છે, પણ તે સુખ તથા દુઃખ વિષે કોઇ ભાગ્યેજ જાણતું હોય છે.

પશુને ખરૂં કામ કરતાં કેળવી શકાય પણ તે સત્ય ચાહી શકતું નથી. તેને નુકશાનકારક કામોથી વેગળા રહેવાનું શિખવી શકાય, પણ તે ભુંડાઇને ધિક્કારી શકતું નથી. પશુનું જીવન, લાગણીઓ, વિચારો તથા કૃત્યોથી ભરપુર હોય છે. આ બધાં એકઠાં કદી પણ કરવામાં આવતાં નથી. પશુ યંત્ર કરતાં ચઢીઆતું અને મનુષ્ય કરતાં ઉતરતું છે.

## ફરજ.

આપણે યાદ રાખવું જોઇએ કે પશુને આપણા જેવીજ લાગણીઓ હોય છે. આપણી લાગણીઓ માટે આપણે જેવું વર્તન ઇચ્છીએ તેવુંજ વર્તન પશુની લાગણી માટે પણ આપણે રાખવું જોઇએ. ઘોડો પોતાને ખેંચવાના બોજાનો નિર્ણય કરી શકતો નથી. આપણે તેના બળનો વિચાર કરીને તે પ્રમાણે તેના ઉપર બોજો નાખવો જોઇએ. ઘોડો, ગાય કે કુતરૂં પોતાને ખાવાના ખોરાકની કે રહેવાના ઘરની પસંદગી કરી શકે નહિ. આપણે તેમને માટે આવી બાબતોનો વિચાર કરવો જોઇએ ને ડહાપણભરેલા નિર્ણય ઉપર આવવા માટે આપણે તેમની ખાસીયતનો અભ્યાસ કરવો જોઇએ. જે માણસ કોઇ પણ પ્રાણીની ખાસીયત સારી રીતે જાણતો નથી તેણે તેવા પ્રાણીને પાળવું ન જોઇએ, અને આવા અજ્ઞાનથી જે પરિણામો નીપજે તે માટે કાંઇ પણ દલીલ ચાલી શકે નહિ.

## સદ્‌ગુણ.

**દયા એ બતાવે છે કે પોતાની લાગણીઓ જેવી છે તેવીજ પશુઓની લાગણી છે તે વાતનો સ્વીકાર કરવામાં આવ્યો છે.**

આપણે ઉપર વાંચી ગયા કે પશુઓને આપણા જેવીજ કેટલીક લાગણીઓ હોય છે. દયાથી આપણે આવી લાગણીઓના સહચારીપણાને ઓળખીએ છીએ. પ્રાણીઓ પ્રત્યેની દયા મનુષ્યો પ્રત્યે જે દયા દર્શાવીએ તેવી હોઇ શકતી નથી, કારણ કે મનુષ્ય મનુષ્યમાં જે પ્રેમ ને સંબંધ છે તેવો મનુષ્ય અને પશુમાં નથી હોતો, તો પણ જેમ કોઇ માણસને આપણી ઉપર સત્તા હોય અને આપણે તેના આપણી પ્રત્યેના વર્તન વિષે જે આશા રાખીએ તેવીજ આશા પશુ આપણા તરફના વર્તન વિષે રાખે છે. દયા કંઇ પણ જરૂર વગર પશુની સતાવણી કરતી નથી, તેની પાસેથી ગેરવાજબી રીતે અસહ્ય કામ લેતી નથી અને તેને નકામી હાડમારી વેઠાવડાવતી નથી.

## બદલો.

**પશુ પ્રત્યેની દયાથી આપણા હૃદય ઉપર એવી છાપ પડે છે કે જેથી તે કોમળ તથા દયાળુ બને છે.** આપણે જે કામ કરીએ છીએ તે આપણા મન પર એવી છાપ પાડતું જાય છે કે ફરી તેજ કામ કરવાનું આપણને મન થાય છે, પછી ભલે આપણે મોટા યા નાના પ્રાણી પ્રત્યે કંઇ પણ વર્તન ચલાવીએ પણ આપણા પર તો એકજ સરખો અસર થાય છે. અમુક પ્રાણી તરફની કોમળતાને લીધે આપણી દયામાં વધારો થાય છે ને બધાં જીવવાળાં પ્રાણીઓ પ્રત્યે આપણે વધારે કોમળ ભાવવાળા થઇએ છીએ.

## પરીક્ષણ.

**આપણે પશુઓની લાગણી વિષે વિચાર ન કરતાં તેને જડ વસ્તુરૂપે લેખવા લલચાઇએ છીએ.** આપણા પોતાના હિત માટે પશુઓના આનંદનો નાશ કરવાનો આપણને સંપૂર્ણ હક છે પણ કેવળ આપણા શોખને ખાતરજ પશુને દુ:ખ દેવું એવો આપણો હક નથી. પશુને માટે જરૂરનો ખોરાક, માવજત, રક્ષણ તથા કસરત કરવામાં

બેદરકાર રહેવાનો આપણો હક નથી. એક નાની છોકરી પોતાનાં સસલાં પ્રત્યે બેદરકાર રહેતી હતી. તેને ઠપકો દેતાં તેના બાપે કહ્યું, "શું તું તારાં સસલાંને ચહાતી નથી? પેલી છોડીએ જવાબમાં કહ્યું, "હા, હું તેમને ઘણાં ચાહું છું, પણ તેમને ખવાડવા માટે તસ્દી લેવા ચહાતી નથી."

આવો પ્રેમ મનની એક એવી લાગણી દર્શાવે છે કે જે અંગત લાગણીઓના સંબંધમાંજ એક અપલક્ષણરૂપે ઉત્પન્ન થાય છે, કે જે વિષે હવે પછી આપણે શીખીશું. આવી લાલચ આપણા પશુ સાથેના સંબંધમાં પણ થાય છે. બહારથી આવતા પોકાર પર ધ્યાન દેવાને બદલે તેને વિસરી જવાનું સહેલાઇથી બને છે.

## ખામીનો દોષ.

**પશુઓની પ્રકૃતિ તથા સુખ વિષે અજ્ઞાન યા જાણીબુઝીને બેપરવાઈ બતાવવી તે ઘાતકીપણું છે.** બોજો ખેંચનાર પર અસહ્ય બોજો નાખવો, લંગડા હોય ત્યારે પણ તેમને જોડવા, તેમને પુરતું ખાવાનું ન આપવું; અંધારામાં, ટાઢમાં અને ગંદા તબેલામાં રાખવા; તેમને વારંવાર ચાબુક મારવી, આર ઘોંચવી કે બીજા પ્રહારો કરવા વગેરે પશુ પ્રત્યેના ઘાતકીપણાના સામાન્ય દાખલાઓ છે. માખીઓને પકડીને તેમને તોડી ટુકડા કરવા, દેડકાંઓને પથરાથી મારવાં, પક્ષીઓના માળામાંથી ઇંડાં ચોરવાં વગેરે ઘાતકીપણાના ગુન્હાઓ નાના છોકરા કરે છે ને તેથી નિર્બળ પ્રાણીઓને કેટલું બધું દુઃખ થાય છે તે તેઓ સમજતા નથી. આપણે બળવાન છીએ ને તેઓ અબળ છે એ વિચારથી સ્વાભાવિક રીતે આપણી સત્તા હેઠળ મુકાયલાં પ્રાણીઓની નિર્બળતાનો ખોટો લાભ ન લેવાનો ઠરાવ કરવો જોઇએ.

## અતિશયોક્તિનો દોષ.

**પશુઓને તાબે થવું તે અધમ છે.** પશુઓ મનુષ્ય કરતાં કિમ્મતમાં તેમજ મોભામાં ઘણાંજ ઉતરતાં છે. કેટલાંક પશુઓનું માનસબળ ઘણુંજ બળવાન હોય છે ને જો આપણે તેમને તેમની ઇચ્છા મુજબજ વર્તવા દઈએ તો તેઓ આપણી ઉપરવટ થઇ જાય ને સ્વેચ્છા-

નુસાર વર્તે. આમ પશુઓને તાબે થઇ જવું તે પુરૂષ અને સ્ત્રીને માટે ઘણુંજ શરમભરેલું છે. પશુઓ પર સત્તા ભોગવવાનો મનુષ્યનો હક છે; અને તે હક છોડી દેવો એટલે આપણું મનુષ્યત્વ તજી દેવા બરાબર છે.

## શિક્ષા.

**પશુ પરની ક્રુરતા મનુષ્યત્વને પશુવત્ બનાવે છે.** જો આપણે પશુની લાગણી વિષે વિચાર ન કરીએ ને તેને આપણા પ્રેમ તથા દયાના સંબંધમાં ન રાખીએ તો આપણે પશુની ઉપર જે ઘાતકીપણું ગુજારીએ તેથી તેના જેવા પશુવત્ થઇ જઇએ. ઘાતકીપણે જે ઘા પશુને મારીએ તેનો આપણા હૃદયમાં ડાઘ પડી રહે છે અને તેથી આપણા સાથી મનુષ્યો સાથે કોમળતા તથા સહાનુભુતિની મીઠાશ રાખવાની આપણી યોગ્યતાનો નાશ થાય છે.

---

## પ્રકરણ ૧૩.

## સાથી મનુષ્યો.

લેટીન ભાષામાં એક એવી કહેવત છે કે એકલો માણસ તે માણસજ નથી. એવું કોઇ કાળે પણ ન કલ્પી શકાય કે એક માણસ જે કોઇનો દીકરો નથી, ભાઇ નથી, વર નથી, બાપ નથી, પડોશી નથી. શહેરી નથી કે મિત્ર નથી. આવા માણસને માટે વિચાર કરવો તે એક કદ, વજન, સપાટી તથા રંગ વગરના પથરાની કલ્પના કરવા જેવું છે. માણસ સ્વાભાવિક રીતેજ સામાજીક પ્રાણી છે. સમાજ વગરનો માણસ માણસ ન હોય. "જેને એકાંતમાં આનંદ લાગે છે તે કાંતો જંગલી પ્રાણી જેવો હોય કે પછી દેવ જેવો હોય." મનુષ્યને બીજા મનુષ્યો તરફથી દયા, કોમળતા, સહાનુભુતિ, પ્રેમ, વફાદારી, ભક્તિભાવ, કૃતજ્ઞતા અને શૂરાતન મળે છે તે જો બીજાના સહવાસમાં ન આવે તો તેને મળે નહિ, તેથી તે પશુઓના જેવો થઇ જાય. જેમ માછલાંને પાણી, અને પક્ષીઓને હવા વગર ચાલતુંજ નથી તેમ માણસને બીજા માણસના સંબંધ વગર ચાલેજ નહિ. જેમ શરીરને ખોરાકની તથા વસ્ત્રાભુષણની જરૂર છે તેમજ આત્માને સંગતની જરૂર છે. જ્યારે આપણે બીજાના

વખાણમાં યા ઠપકામાં, પ્રેમમાં યા ધિક્કારમાં આપણું પ્રતિબિંબ જોઇએ છીએ ત્યારે આપણને પોતાને વિષે ભાન થાય છે.

## ફરજ.

**આપણા સાથી મનુષ્યો આપણને એટલા બધા જરૂરના છે ને આપણે તેમને જરૂરના છીએ માટે આપણાથી બને તેવી સારી રીતે નિકટના સંબંધમાં તેમની સાથે રહેવું જોઇએ.**

સંગતનું મુગ રૂપ આગતાસ્વાગતા છે. ઘરમાં તાપણી આગળ બેસીને કે જમણની મેજપર આપણને ઘણો આનંદ લાગે છે અને છુટથી એક બીજાના નજદિકના સંબંધમાં આવીએ છીએ. પરોણાચાકરી વગર આમ સંગતનો સંબંધ મળવો અશક્ય છે. સંગતનો ખરો લાભ આપે તેટલા માટે આગતાસ્વાગતા નિખાલસ હૃદયવાળી અને સાદાઇ-વાળી હોવી જોઇએ. ખરી આગતાસ્વાગતા તો એ છે કે જેમ મેમાનને ઘેર બોલાવીએ તેમજ તેમને આપણા હૃદયમાં પણ આવકાર આપીએ; ઘેર બોલાવીએ ને હૃદયમાં ન બોલાવીએ તો તે મશ્કરી કરવા જેવું છે. જ્યાં આપણાં હૃદય નથી ત્યાં આપણાં શરીરને રાખવાં તે જોખમકારક છે, કારણ કે તેમ કરવાથી આપણે આપણી ખરી જાતને છુપાવવાની ટેવ પાડીએ છીએ અને આપણા સ્વભાવની ફક્ત સપાટીજ બતાવીએ છીએ, ને આપણે લપોડ, જુઠા તથા દાંભિક બની જઇએ છીએ. સંગત એવું માગે છે કે આપણે બીજાઓને આપણે ઘેર બોલાવીએ એટલુંજ નહિ પણ આપણે પણ બીજાઓને મળવા તેમને ઘેર અથવા જ્યાં તેઓ હોય ત્યાં જવું જોઇએ.

**નિકટનો સંબંધ વેચાતો લઈ શકાતો નથી. સામાન્ય હિત તથા સામાન્ય ઉદ્દેશોથી તે પોતાની મેળેજ ઉત્પન્ન થાય છે.** જેમ જેમ માણસોને એકઠા લાવવા આપણે વધારે ને વધારે પ્રયાસ કરીએ તેમ તેમ માણસો વધારે ને વધારે જુદા થાય છે. પણ જો તેમને કાંઇ એવું બતાવીએ કે જેમાં તેમનું હિત સરખું રહેલું છે, પછી ભલે તે વ્યવહારૂ, જ્ઞાનવિજ્ઞાનનું, કળાકૌશલ્યતા, કે ધાર્મિક કામ હોય તો તેઓ તે તરફ ખેંચાશે ને પછી એક બીજા તરફ ખેંચાયા વગર રહેશે નહિ.

## સદ્‌ગુણ.

**પ્રેમ તે નિર્બળ, દાંભિક અને પોતાનુંજ હિત જોનાર નથી, તે આપણ પોતાને કાઢી મુકી બીજાને આપણા હૃદયમાં તથા જીવનમાં લાવે છે.** પ્રેમથી બીજાના હિતને ખાતર સખત મહેનત કરવી અને ઘણો આત્મભોગ આપવો પડે છે. પ્રેમ આપણને બીજા સાથે ને બીજાને આપણી સાથે પોતાના બંધનથી બાંધે છે કે જેથી પરસ્પર મદદ આપી શકાય ને વફાદાર રહી શકાય. આપણે જોયું છે કે ઘણી વાર બીજાઓનો આપણાજ ભલા માટે ઉપયોગ કરવાને કે તેમને આપણા માર્ગમાંની અડચણરૂપે લેખી દૂર કરવા માટે આપણે લલચાઇએ છીએ. આપણે આમ શાથી કરીએ છીએ તે તપાસીએ તો એમ લાગશે કે તેમના જીવનમાં આપણે પ્રવેશ કરી શકતા નથી ને તેઓ જેમ વિચાર કરે છે ને ગુએ છે ને તેમને લાગે છે તેમ આપણે અનુભવી જોતા નથી. ફીલસુફ કેંટ કહે છે કે "આપણા દરેક કૃત્યથી બીજાને શી અસર થશે તે ધ્યાનમાં રાખીને આપણે વર્તવું જોઇએ" **આપણે મનુષ્યોને મનુષ્ય લેખવા જોઇએ અને નહિ કે વસ્તુઓ.** બીજાને માટેની આ સહાનુભુતિ અને કદર તે પ્રેમનું પ્રથમ પગથીઉં છે. આપણા પડોશી વિષે જેમ તે પોતે વિચાર કરે છે તેવોજ જો આપણે પણ વિચાર કરીએ તો તેનું ભલું ઇચ્છ્યા વગર આપણે રહી શકતા નથી. પ્રોફેસર રોયસ કહે છે કે "જો તે તારા જેવોજ ખરો માણસ છે તો તારી જીંદગી જેમ તને વ્હાલી છે તેમજ તેની જીંદગી તેને વ્હાલી છે, તેની મનોવૃત્તિ તારા પોતાના વિચારો જેવાજ વિચારોથી ભરેલી છે ને તેનાં દુઃખો તેને એટલાંજ અકારાં લાગે છે ને સુખો એટલાંજ આનંદ-કારક લાગે છે."

ફરજનો ઉત્તમમાં ઉત્તમ આશય તો એ છે કે જે સોનેરી નિયમમાં એવી રીતે દર્શાવેલો છે: "જેમ બીજા તમારી પ્રત્યે વર્તે એમ તમે ઇચ્છતા હો તેમ તમે બીજા પ્રત્યે વર્તો." આ નિયમ આપણે એટલા પ્રમાણમાંજ પાળી શકીએ કે જેટલા પ્રમાણમાં આપણે બીજાઓને ચહાતા હોઇએ. આપણે તેમની સાથેના વર્તનમાં જેમ તેઓ આપણી

જગ્યા પર હોય ને આપણી સાથે વર્તે તેવું ઇચ્છીએ તેમજ આપણે તેમના પ્રતિ વર્તવું જોઇએ, અને આમ બીજાને બદલે પોતાની જાતે વિચાર કરવો તે પ્રેમના ખરા રૂપ જેવું છે. સામાજીક બધા નિયમો "તારા પડોશી પર પોતાના જેવી પ્રીતિ કર" એ સુત્રમાં સમાયલા છે. પ્રેમ કરવો તે તે નિયમો પાળવા બરોબર છે.

જુદા જુદા સંબંધમાં ને જુદા જુદા વખતે પ્રેમ જુદાં જુદાં રૂપો ધારણ કરે છે. ભુખ્યાને પ્રેમ ખવાડે છે, તરસ્યાને પાણી પાય છે, ઉઘાડાને વસ્ત્રો આપે છે, માંદાની માવજત કરે છે, અજ્ઞાનીને બોધ આપે છે, આંધળાને દોરે છે, ભુલનારને ઠપકો દે છે, પસ્તાવો કરનારને માફી આપે છે.

## બદલો.

મનુષ્યોના ખરા સંબંધનો બંધ તે પ્રેમ છે. પ્રેમનું જીવન આપણા સ્વભાવની ઉંડી તથા બળવાન ભાવનાઓ દર્શાવે છે. પ્રેમ સામાજીક તથા આત્મિક જીવનનું મુળતત્ત્વ છે; અને પ્રેમથી આપણા સાથી મનુષ્યો સાથે જે એૈકયતા થાય છે તે પ્રેમનો ખાસ બદલો છે. "પ્રેમ જીંદગીનું સામર્થ્ય છે." આપણે જેને ચાહતા હોઇએ તેને આપણા સરખાજ ગણવાથી પ્રેમ સંતોષે રહે છે, કારણ કે "પ્રેમ જગતમાં સર્વોત્તમ છે," અને તેના બદલારૂપે પ્રેમપાત્ર સાથે સરખાપણું જો ન હોય તો લાભને બદલે નુકશાન થાય છે.

## પરીક્ષણ.

ફીલસુફ કંટ લખે છે કે કબુતરને ઉડવા માટે હવા અડચણરૂપે નડે છે તેથી તે એવી કલ્પના કરે કે જો તે હવામાંથી ચાલ્યું જાય તો તે ઘણીજ ઝડપથી તથા સહેલાઇથી ઉડી શકે. પણ ખરૂં જોતાં જો હવાને પળવારજ ખેંચી લેવામાં આવે તો તે જમીન પર પડી ગયા વગર રહે નહિ. રેલ્વેના એંજીનને ઘસારોજ નડે છે. જો એંજીન વિચાર કરી શકતું હોય તો તે ઘસારો ન હોય તો કેટલી ઝડપથી તે દોડી શકે તેનો વિચાર કરે. પણ જો ઘસારો ન હોય તો તે એંજીન એક ડગલું પણ આગળ જઇ શકે નહિ.

એવીજ રીતે આપણને આવતી અડચણ તથા વિરોધ, દુઃખ તથા પરીક્ષણો આપણા સાથી મનુષ્યોના સંબંધથી મોટે ભાગે આવે છે અને આપણને એવું લાગે છે કે જો તેમના સંબંધથી આપણે વેગળા થઈ જઈએ યા તે પ્રત્યે બેદરકાર રહીએ તોજ આપણું જીવન સુખમય તથા શાંત બની શકે, પણ જો આપણે આપણો સંબંધ બીજા મનુષ્યો સાથેનો ભેદી નાખીએ તો તેજ પળે આપણે મનુષ્યત્વ અને આત્મિકપણું ખોઈ બેસીએ છીએ.

આપણા સાથી મનુષ્યોને માટે લાગણી ન ધરાવવાની લાલચ તે એક ભૂલ છે અને તેથી આપણો નાશ થાય છે. તોપણ આપણ બધાંને આવી લાલચ ઘણીવાર થઈ આવે છે. જ્યારે લોકો આપણી કદર કરતા નથી અને આપણા પ્રત્યે જોઈતી પ્રીતિ કે લાગણી બતાવતા નથી ત્યારે આપણે એકદમ કહીએ છીએ કે અમને તેમની કે તેમના અભિપ્રાયની દરકાર નથી. આ એક પુરાતન વાત છે. ત્યાગીઓ તેને વળગી રહેતા અને પોતાના વિરક્તપણા માટે બડાઈ મારતા. પણ ખરૂં જોતાં તો તે નબળાઈ તથા કાયરપણું દાખવે છે. તેથી અમુક વાતે ફાયદો છે ખરો તોપણ તેમના પર હિંમતથી જીત મેળવવાને બદલે તે માત્ર કાયર થઈને તેનાથી દૂર નાસી જાય છે. એવું કામ સહેલું છે તો ખરૂં પણ નિંદાપાત્ર છે. બીજા સાથેના નિકટના સંબંધ તથા ગાઢ ઐક્યતાથી દુઃખ તથા સુખ બન્ને મળે છે. માનસિક તથા આત્મિક જીવનની સંપૂર્ણતા આવાં દુઃખો, હિંમત અને દઢતાથી સહન કરવામાં અને ઉત્તમ જીવન ગાળવામાં સમાએલી છે.

## ખામીનો દોષ.

વિરક્તપણું, સહાનુભુતિ તથા સંબંધના અભાવનું પરિણામ સ્વાર્થ છે. જો આપણે બીજાના હિત વિષે વિચાર કરતા નથી તો આપણા પોતાના હિતને માટે તેના હિત કરતાં વધારે વિચાર કરીએ અને બન્નેની તુલનામાં આપણા હિતને ખાતર તેના હિતનો ભોગ આપીએ છીએ. જ્યોર્જ ઇલીએટ કહે છે કે, "જો આપણે આવી સહાનુભુતિની લાગણી ન ધરાવીએ તો આપણને આ જીવનની અવનવી

લાંબી મુસાફરીમાંના સાથી મનુષ્યો કે જેઓ ડગલે ડગલે ઠોકર ખાય છે તેમની સાથે સહનશીળતા તથા ક્ષમા કેવી રીતે રાખતાં આવડે ! આ શીખવાનો મર્મ માત્ર એકજ છે. તે એ છે કે કોઇ દૃઢ નિશ્ચયવાળો મનુષ્ય પોતાના હૃદયની દોરીઓને ઠોકર ખાનારાઓની નબળાઇની આસપાસ વીંટે અને તેમની ભૂલનું પરિણામ પોતે વેઠે ને તેમના દુઃખનો ભાગીદાર થાય. તે ઘણો લાંબો તથા મુશ્કેલ પાઠ છે!!

**સ્વાર્થ સીધી રીતે છોડી શકાતો નથી.** જ્યાં સુધી આપણા મનમાંની કલ્પનાઓ અને લાગણીઓમાં આપણા પોતાનાજ હિતના વિચારો આવ્યા કરે છે ત્યાં સુધી આપણે સ્વાર્થીજ રહીએ છીએ. તેને છોડવાનો એકજ માર્ગ છે અને તે એ છે કે આપણે બીજા મનુષ્યોના જીવનમાં પ્રવેશ કરવો જોઇએ, તેમના હિતનો વિચાર કરવો જોઇએ, તેમના સુખે સુખી ને તેમના દુઃખે દુઃખી થવું જોઇએ. આપણે આમ કરીએ છીએ તો આપણા મનમાં આપણા સ્વાર્થ શિવાય બીજા પણ વિચારો આવે છે, અને તેથી આપણાં કૃત્યો કેવળ સ્વાર્થીજ હોતાં નથી, આપણા મનમાં જે હોય છે તે પ્રમાણે આપણે વર્તીએ છીએ. જો આપણા વિચારો અને લાગણીઓ બીજાના ભલા તથા હિતને માટેનાં હોય છે તો આપણાં દરેક કૃત્યો પ્રેમનાં તથા સ્વાર્થ વગરનાં થશે ને આપણને એમ નહિ લાગે કે આપણે નિઃસ્વાર્થી કામ કરીએ છીએ, માટેજ એવી કહેવત છે કે "હૃદયને તાબે રાખ, કારણ કે તેમાંથી જીવનના મુખ્ય મુદ્દાઓ નીપજે છે." સહાનુભુતિ તથા પ્રીતિની લાગણીઓવાળા મનથીજ પ્રેમમય જીવન ગાળી શકાય છે. આળસુ મન તથા ખાલી હૃદય કે જેમાં બીજાઓ માટે સહાનુભુતિની જરા પણ લાગણી થતી નથી. તે ઉજડ તથા રાની પ્રદેશ છે કે જેમાથી પ્રેમ વગરની દષ્ટિ, સખત શબ્દો અને સ્વાર્થીજ કૃત્યો નીપજે છે.

**પ્રેમ એ કાંઇ એવો સદ્‌ગુણ નથી કે જે આપણે નિશ્ચય બળથી કેળવી શકીએ અને પછી તે માટે મગરૂર થઇ શકીએ.** પ્રેમ તો પોતાનીજ મેળે આપણામાં આવે છે; તે આપણા હૃદયમાં એકાએક ઉભરાવા માંડે છે. આપણે તેને દાખલ થવા માટે આપણા

હૃદયને તૈયાર કરી શકીએ છીએ, અને જ્યારે તે આવે ત્યારે તેને આવકાર આપી ગ્રહણ કરી શકીએ છીએ. આપણને તે વિષે બડાઇ મારવાનું કારણ નથી કેમકે આપણે તેમ કર્યાં વગર રહી શકીએજ નહિ. પ્રેમ તે આપણામાં રહેતા સામાજીક જીવનના સ્વભાવનો ઉભરો છે, અને તે આપણી બેપરવાઇ તથા અસહાનુભુતિ શિવાય દબાવી શકાતો નથી. "પ્રેમ બડાઇ મારતો નથી, તે ફુલાઇ જતો નથી, તે અયોગ્ય રીતે વર્તતો નથી, તે પોતાનોજ સ્વાર્થ શોધતો નથી." પ્રેમ પોતાનોજ સ્વાર્થ શોધતો નથી, કારણ કે તેને પોતાનું તથા પારકું કંઇ નથી. આથી ઉલટો સ્વાર્થ પોતાનોજ વિચાર કરે છે, તે પોતા વિષે સારો અભિપ્રાય ધરાવે છે, તે પોતાના હિતને બીજાના હિત સાથે કદી પણ મિશ્ર કરતો નથી, અને હમેશ પોતાને માટે સંતોષકારક ખુલાસો તે આપી શકે છે.

જ્યારે આપણે કાંઇ કામ કરીએ છીએ ને પછીથી આપણને એવું લાગે કે એ કામ કર્યું તે કેટલું બધું સારૂં છે અને એમ લાગે છે કે બીજા માણસોએ તે માટે આપણો કેટલો ઉપકાર માનવો જોઇએ ત્યારે આપણે ખાત્રીપૂર્વક જાણવું કે આપણે તે કામ પ્રેમથી કર્યું નહોતું, પણ કોઇ પણ જાતના ગુપ્ત સ્વાર્થના ભાવથી તે કરેલું હોવું જોઇએ. જો બે માણસ એકજ કામ કરે; એક જણ તે પ્રેમથી કરે છે ને બીજો તે સ્વાર્થથી કરે છે પણ જે માણસ તે કામ પ્રેમથી કરે છે તેનેજ તે લાભકારક થાય છે. સ્વાર્થ જ્યારે કાંઇ સેવા કરે છે ત્યારે તેની દૃષ્ટિમાં પોતાનો કંઇક સદ્ગુણ હોય છે અથવા તેથી શું બદલો મળશે યા નફો થશે તે ઉપર ધ્યાન આપે છે. આથી તેને સદ્ગુણ કે બદલો કાંઇ મળતું નથી. સામાજીક જીવનના બધા આનંદ તથા લાભોથી તે હરહમેશને માટે વેગળોજ રહે છે. પ્રેમ પોતાના પ્રેમપાત્રમાં ગુમ થઇ જાય છે અને તેથી તે મોટો તથા સારો થાય છે. સ્વાર્થ પોતાના પ્રેમપાત્રનો પોતાનાજ સંતોષને ખાતર ઉપયોગ કરે છે અને તેથી તે પ્રેમ વગરના એકલવાસમાંજ રહે છે. સ્વાર્થીઓનાં ઘણાં કૃત્યો પ્રેમ જેવાંજ લાગે છે. ખરો તફાવત જાણવો તે ડહાપણનું કામ છે ને તેના ઉપર જીંદગીનો તથા મોતનો આધાર છે.

## અતિશયોક્તિનો દોષ.

**ઢોંગ તે પ્રેમની મોટી મશ્કરી છે.** ઢોંગી માણસ જ્યાં આનંદ કે દુઃખની તક મળે છે કે ત્યાં હાજર હોય છે. જ્યારે તે પોતાની લાગણીઓ જુસ્સાથી વર્ણવે છે ત્યારેજ તે ખરો સુખી હોય છે; પછી ભલે તે હસવાના કે રડવાના, દલગીરી કે આનંદના ઉભરા કાઢતો હોય. બહારથી તો તે મનુષ્ય માટે પ્રેમની લાગણીથી ઉભરાઇ જતો દેખાય છે. પ્રથમ દેખાવમાં તો આપણને તે એવો લાગે છે કે જાણે પ્રેમ અને કોમળતાની પ્રતિમા ન હોય.

**ઢોંગી બીજાઓને અણગમતો થઇ પડે છે ને થોડાજ વખતમાં પોતાની જીંદગીથી કંટાળી જાય છે** અમુક ખાસ કામ માટે તેના પર આધાર રાખી શકાય નહિ, કારણ કે તેની લાગણીઓનો જુસ્સો થોડા વખતનો તથા વારંવાર બદલાતો હોય છે. આત્મભોગ આપવાનો વખત આવે અથવા મુશ્કેલી દેખાય કે તરતજ તે પોતાનું ખરૂં રૂપ પ્રગટ કરે છે. પ્રેમમાં, સમાજમાં, કે ધંધામાં આપણે આવા ઢોંગથી બચવા માટે પ્રયાસ કરવો જોઇએ કે જે સ્વાર્થને છુપાવે છે અને પ્રેમનો ઢોંગ કરે છે; બીજાઓને સુવાક્યો એટલા માટે સંભળાવે કે પોતે સુંદર વાક્યો બોલી શકે છે તે જણાય; અને મોટી જવાબદારીનાં કામ પોતાને માથે એટલા માટે લે કે જેથી પોતે જગતમાં અગત્યનો છે એમ દેખાય. જે પુરૂષ યા સ્ત્રી આવા ઢોંગનો પોતામાં યા બીજામાં હોવાથી ભોગ ન થઇ પડયો હોય તો તે ખરેખર નસીબદાર છે. ઢોંગનું ખરાબમાં ખરાબ પરિણામ તો એ છે કે જ્યારે આપણા પોતામાં કે બીજામાં તેને જોઇએ છીએ ત્યારે આપણને એમ લાગે છે કે પરસ્પરનો સંબંધ તે ફારસ જેવો, પ્રેમ તે ભૂલ અને બધી સહાનુભુતિ અને કોમળતા તે નબળાઇ તથા ઢોંગજ છે. જેમ બજારમાં નકલી રૂપીઆ પણ દેખાય છે તેમજ દરેક સારા વાનાની પણ ખોટી નકલો હોય છે, અને જેમ ખોટા રૂપીઆને આપણે હાથમાં લેતા નથી તેમ આવા સદ્‌ગુણોની ખોટી નકલોને પણ આપણે તજવી જોઇએ. **આ ઢોંગ આટલો અધમ તથા ધિક્કારવા જોગ છે માટે આપણે મનુષ્યના પરસ્પર સંબંધમાં વિશ્વાસ તથા પ્રેમ તજવો જોઇએ નહિ.**

## શિક્ષા.

સ્વાર્થની સજા ઝઘડા છે. સ્વાર્થી માણસ પોતે ઠરતો નથી ને બીજાને ઠરવા દેતો નથી. આથીજ ઝઘડા ઉત્પન્ન થાય છે તથા તડ પડી જાય છે. બીજાના હિતને પોતાનાજ હિત જેટલો વિચાર ન કરવાથી સ્વાર્થી માણસનું હિત બીજાના હિત સાથે અથડાય છે. તેનો હાથ દરેક મનુષ્યની વિરૂદ્ધ હોય છે, અને દરેક મનુષ્યનો હાથ, જો પ્રેમ તથા ઉદારતાથી રોકવામાં આવ્યો ન હોય તો, તેની વિરૂદ્ધ હોય છે. આ સ્વાર્થની મારામારી તેના અંતરમાં નિત્ય ચાલ્યાજ કરે છે અને તેની ઉદાર લાગણીઓનો તેના સ્વાર્થીપણા સાથેનો વિગ્રહ તેના હૃદયમાં બંધ પડતોજ નથી. બીજા મનુષ્યો સાથેના અણબનાવને લીધે તેને પોતાને શાંતિ વળતી નથી. સ્વાર્થી મનુષ્ય પોતાના સાથી મનુષ્ય સામેના સંબંધને તોડવાથી એવા નિયમોના મુળ તોડી નાખે છે કે જેના ઉપર તેના પોતાના જીવનની મહત્તા, શાંતિ તથા સુખનો આધાર છે. સ્વાર્થ પોતાનેજ હાર ખવડાવે છે. બીજાની જીવનવૃતિમાં પ્રવેશ ન કરવાથી સ્વાર્થી મનુષ્યને બીજાઓની સહાનુભુતિ, મૈત્રિ તથા પ્રેમનો લાભ મળતો નથી અને તેથી મળતી મહત્તા, મિઠાશ તથા શાંતિ તે પ્રાપ્ત કરી શકતો નથી. સ્વાર્થી માણસ મરણ પર્યંત વિદેશી, સમાજ બહાર અને શત્રુ જેવો રહે છે અને પોતાનીજ હદથી તે સાથી મનુષ્યોના જીવનનો ઉત્તમોત્તમ લાભ મેળવી શકતો નથી અને પરસ્પરની મદદ તથા સેવાથી તે અજ્ઞાત રહે છે.

---

### પ્રકરણ ૧૪.

## ગરીબો.

આપણા સાથી મનુષ્યો એટલા બધા છે અને તેમની સ્થિતિમાં અને સંજોગોમાં એટલો બધો અંતર છે કે તેમાંના કેટલાકની સાથેના સંબંધમાં સહાનુભુતિ તથા પ્રેમ શું કરી શકે છે તે તપાસવાની જરૂર છે.

આ જુદી જુદી જાતના લોકોમાં સૌથી પહેલાં આપણા પર જો કોઇનો હક હોય તો તે ગરીબ માણસનો છે. ગરીબાઇ આવવાનાં કારણો

અકસ્માત, માંદગી, બેકારી, અજ્ઞાન, આળસ, ઉડાઉપણું, વ્યસન વગેરે છે. જેઓની ગરીબાઈ પહેલાં ત્રણ કારણોને લીધે હોય તો તેઓ યોગ્ય ગરીબ ગણાય.

## ફરજ.

**યોગ્ય કે અયોગ્ય ગરીબ આપણાં ભાઈ તથા બેન છે; અને આપણા સામાન્ય મનુષ્યત્વથી આપણે તેમને મદદ તથા સહાનુભુતિ આપવા બંધાયલા છીએ**

યોગ્ય ગરીબોની દયા ખાવી તે અયોગ્ય ગરીબોની દયા ખાવા કરતાં સહેલું છે. તો પણ જે **ગરીબો પોતાનીજ ભૂલને લીધે ગરીબ છે તેઓને આપણી દયા તથા મદદની વધારે જરૂર હોય** છે. તેઓને સ્વમાનની લાગણીવાળા તથા સ્વાશ્રયી બનાવવાનું ઉચ્ચ કામ તેમને આર્થિક મદદ આપવા કરતાં વધારે સખત છે, તો પણ તેમ કરવાની આપણી ફરજ છે. રસ્તે ચાલતા ભીખારીને પૈસો આપવો તેમાં આપણી ફરજ પુરી થતી નથી. ખરેખર આમ વગર વિચાર્યે આપવાથી કંઇ સારૂં થતું નથી, બલ્કે નુકશાન થાય છે. ગરીબો ઓછા થવાને બદલે તેથી ગરીબો વધે છે. આથી દાન આપનારની પ્રથમ ફરજ એ છે કે આમ વગર વિચાર્યે પૈસા આપવા ન જોઇએ. બને તો આપણે ખાવાનું, વસ્ત્ર, પૈસા કરતાં પણ વધારે આપવું અથવા કાંઇજ આપવું નહિ. **વગર વિચાર્યે આપવાથી ગરીબાઇમાં વધારોજ થાય** છે.

## સદ્‌ગુણ.

**ગરીબના સંબંધમાં પ્રેમ** જ **કાંઇ** કરે છે **તેને સખાવત કહેવામાં આવે** છે. ખરી સખાવત, પ્રેમની માફક જેને **માટે** તે કરવામાં આવે છે તેનું ભલું તે પોતાનુંજ ભલું **સમજે છે.** ગરીબોનું ભલું શામાં છે? શું તે ખાવા પીવામાં, કપડાંલત્તાંમાં, ઘરબારમાં કે પલંગવાળા બીછાનામાં છે? **આ સુખનાં સાધનો** છે ખરાં પણ તે કંઇ **સંપૂર્ણ નથી. આ વાનાં વગરનો માણસ સંપત્તિવાન ન કહેવાય તો પણ તેઓ મળે તો તે સુખી થાય તેમ પણ ખાત્રીથી** કહી શકાય નહિ. **માણસ**

કેવા વિચાર કરે છે; તેની લાગણીઓ કેવી છે; તે શાને ચાહે છે; તેની આશાઓ કેવી છે; તે શું કરવા પ્રયત્ન કરે છે; તેને કેવા થવું છે વગેરે બાબતો જેમ તેને ખાવાની તથા પીવાની જરૂર છે તેમજ તેના હિતને માટે સરખી જરૂરની છે. ખરી સખાવત આ બાબતોને પોતાના પ્રયત્નમાં દાખલ કરે છે. સખાવતથી મનુષ્યને તેની સ્થિતિ સાથે સુધારવો જોઇએ નહિતો તે નિરર્થક જશે. એવા ત્રણ નિયમ છે કે દરેક ડાહ્યા સખાવત કરનારે ધ્યાનમાં રાખવા જોઇએ.

**પ્રથમ : જે માણસને તમે મદદ આપો તેના વિષે જેટલું જાણી શકો તેટલું બધું જાણો.**

કોઇ ગરીબ માણસ વિષે બધી હકીકત પુરેપુરી જાણવાને જો આપણે રાજી નથી તો આપણે આપણી સહાનુભુતિ બતાવવી કે તેની દયા ખાઇને તેને કાંઇ પૈસા તથા ખોરાક આપી મન વાળવું જોઇએ નહિ. પાછું રાખવા કરતાં આપવાનું ઘણીવાર વધારે સહેલું લાગે છે. પણ તેથી વધારે નુકશાન થાય છે. બીશપ પૉટરના શબ્દોમાં સત્ય છે કે "એક ભીખારીને રૂપીઆ આપવો તેના કરતાં તેને એક લાત મારવી તે તેને માટે તેમજ આપણે માટે ઘણું સારૂં છે." જો કે આ શબ્દો ઘણા સખત છે પણ તેમાં સત્ય છે. સુધરેલ ખ્રીસ્તી સમાજમાં જ્યાં મદદનાં સાધનો હોય છે ત્યાં લાયક માણસને જોઇતી મદદ મળી શકે છે પણ જ્યારે કોઇ અજાણ્યો માણસ અજાણ્યા માણસો પાસે ભીખ માગે છે ત્યારે એમ સ્પષ્ટ જણાઇ આવે છે કે તે માણસની લાયકાતની જેને ખબર નથી તેમની પાસે તે માગે છે અને તે ઠગાઇ છે. ગરીબોને, આપણે પોતાને ખાતર અને ખરેખર લાયક ગરીબને ખાતર, આપણે પુરેપુરી તપાસ કર્યાં વિના સખાવત કરવાની ના પાડવી જોઇએ. ખરી સખાવત મનને ઉઘાડ્યા વગર હૃદયની લાગણીઓને ઉઘાડી શકતી નથી.

**બીજો નિયમ એ છે કે, જે માણસને તમે મદદ આપો તેને તમારા વિષે જેટલું તે જાણી શકે તેટલું જાણવા દો.** યોગ્ય રીતે સખાવત કરવા માટે મંડળીઓ તથા આશ્રમોની ખાસ જરૂર છે; તેઓની મદદ વગર ગરીબોની ખરેખરી જરૂરીઆતો તથા તેમની યોગ્યતા

વિષેનું જ્ઞાન મળી શકે નહિ. તેઓની ફરજ ગરીબોને તથા તેમના મદદ કરનારાઓને એકઠા મેળવીને દૂર ખસી જવાની તો નહિ પણ તેમને મદદ કરવામાં સહાયતા આપવાની તથા તે ઉપર દેખરેખ રાખવાના હોય છે. મદદ મેળવનારને એ જાણવાની જરૂર છે કે તેને કયો પુરૂષ યા સ્ત્રી મદદ કરે છે નહિ કે કયો કારભારી કે એજન્ટ. ગરીબોની જરૂરીઆતો માટે દરેક નાતાલને વખતે દરેક કુટુંબમાં કાંઇને કાંઇ અલગ રાખવામાં આવે ને તે જો ગરીબો જાણે તો તેમને દર વરસે મળવાનાં નિયમિત દાનો માટે આશા બંધાય કે જેથી ભલા કરતાં વધારે નુકશાન થાય છે ગરીબો થોડા વખત માટે સુખસાધનવાળા બને છે; તેથી તેઓ હરહમેશને માટે ઓછા મહેનતુ, ઓછી કરકસરવાળા તથા ઓછા સ્વાશ્રયી થાય છે.

તપાસ કરતાં સાફ માલમ પડ્યું છે કે આપણા શહેરોમાંના ભીખારીઓમાંના અડધાને કાંઇ મદદની જરૂર હોતી નથી, કેવળ તેમને એટલીજ મદદની જરૂર છે કે તેમને માટે કામ શોધી કાઢી શકાય. તેમાંનો છઠ્ઠો ભાગ એવો છે કે જેમને કાંઇ પણ મદદ આપવીજ ન જોઇએ કારણકે તેમને મળતાં દાનોનો પોતાનાં વ્યસનો પાછળ તરતજ ઉપયોગ કરવામાં આવે છે. તેમાંના પાંચમા ભાગને ક્ષણિક મુસ્કેલીમાં આવી પડવાને લીધે થોડા વખતને માટેજ મદદની જરૂર હોય છે, અને ફક્ત દશમા ભાગનેજ હરહમેશની મદદની ખરેખરી જરૂર હોય છે.

આ ઉપરાંત એ બધાને ઉત્સાહ, દિલાસો, સલાહ, સહાનુભુતિ અને ઉત્તેજનની કે પછી ઠપકો, ચેતવણી તેમજ અટકાયતની જરૂર હોય છે. તે બધાને માયાળુ, દ્દઢ, શાણા, વિચારશિળ મીત્રોની જરૂર છે.

**જેમ આપણી સખાવતમાં ખરી અંગત લાગણી અને મિત્રભાવ બતાવીએ તેમ તે ઉત્તમ થાય છે.**

ત્રીજો નિયમ ; જે માણસને તમે મદદ આપો તે તેના જીવનને સુખમય કરે તેટલીજ આપો, તેથી વધારે કે ઓછી ન આપો. ૮ આના આપો ને તે આળસુ રહે તે શું વાજબી છે? શું ૪ આના આપો ને તે પીવામાં વાપરે તે યોગ્ય છે? જો તમે એક આંનો આપો તેથી તેના પોતાના તેમજ કુટું-

અના નિર્વાહ માટે પ્રમાણિક મહેનત કરવાનો નિશ્ચય તેનામાં ઉત્પન્ન થાય ખરો કે? જો આમ ન થાયતો આ મદદ વ્યર્થ છે અને તે આપવી ન જોઇએ. બીજી રીતે જોઇએ તો મુશ્કલીઓથી છુટવાને શું તે માણસ વધારે આશાવંત, નિશ્ચયવાળો તથા આગ્રહી થઇ શકે ખરો કે? તમે તમારો પોતાનો દૃઢ નિશ્ચય, તમારૂં અડગ ધૈર્ય અને ઉચ્ચ આશય તેને આપી શકો ખરા કે? શું તે કામ કરવા રાજી છે અને પોતાનું પોષણ કરવા માટેની શક્તિ મેળવવા ખાતર ગમે તે દુ:ખ વેઠવા તત્પર છે ખરો કે? તો તમે તેને ગમે તે રકમની મદદ આપો તો તે મોટી નહિ ગણાય.

સખાવતની રકમથી નહિ પણ તેને મેળવનારની વૃત્તી ઉપર તેના સારા યા નરસાપણાનો નિર્ણય થાય છે. જોતે એવા કોઇ માણસને મળે કે જે પોતાનાં દુર્વ્યસનો તથા દુર્ગુણોને વળગી રહે છે ને જેના વડે તે ગરીબાઇમાં સબડે છે તો તે પછી મોટી કે નાની રકમ હોય તો પણ તેથી નુકશાનજ થાય છે. જો ધન સાથે માણસ તમારી સલાહ માને, તે પ્રમાણે વર્તે, તમારા આશયોને ઝાલી રાખે, અને તમારા જેવોજ નિશ્ચય ધરાવે તો તે મહેનતુ, ધૈર્યવાન તથા શાણો થાય છે ને તેમ તેને જે કાંઇથોડી ઘણી મદદ આપો તેનો ઉપયોગ ઉમદામાં ઉમદા કાર્ય માટે થાય છે તે એ છે કે **મનુષ્યને મનુષ્ય જેવો બનાવવો.**

## બદલો.

**આપણા ગરીબ તથા કમનશીબ ભાઈઓ પ્રત્યેના વિચારોથી આપણા મનુષ્ય જાતિ પ્રત્યેના વિચારોની તુલના કરી શકાય છે.**

ગરીબો તથા દુ:ખી મનુષ્યો આપણી સમસ્ત મનુષ્યજીવનનો, એવો ચિતાર રજુ કરે છે કે જેથી આપણા હૃદય પર ઘણીજ અસર થાય છે. જેમ મારા કોઇ સાગામાં સારા મિત્ર સાથે જો તે ગરીબાઇમાં યા દુ:ખમાં આવી પડયો હોય ને હું વર્તું, તેમજ રસ્તામાં જો કોઇ અજાણ્યો ગરીબ મને મળે તો તેની સાથે એવીજ રીતે હું વર્તું. જો કોઇ માણસ મદદ આપી શકે એવી સ્થિતિમાં હોય ને કોઇ એક કુટુંબને દુ:ખમાં પડી રહેવા દે, તો તે આખી મનુષ્યજાતી તરફ બેવફા છે. આપણા સામાન્ય મનુષ્યસ્વભાવ વિષે કહેતા પ્રભુ ઇસુ કહે છે, "જો

તમે આ મારા ભાઈઓમાંના નાનામાં નાના માટે જરા સરખું પણ કાંઈ કરો તો તમે તે મારે માટે કર્યું છે" સહાનુભુતિથી આપણો આનંદ બેવડો થાય છે અને આપણી દિલગીરી અર્ધી થઈ જાય છે. એથી આપણા જીવનનો વિકાસ થાય છે ને આખું જગત એક સરખું લાગે છે કે જેમાં આપણા ભાઈઓના પરસ્પરના આનંદ તથા દુઃખમાં ભાગીદાર થઈએ છીએ.

## જે માણસ બીજાના દુઃખમાં સહાનુભુતિ ધરાવે છે તેના દુઃખમાં બીજાઓ પણ સહાનુભુતિ ધરાવે છે.

બીજાના સહવાસમાં થયેલી દુઃખની ઓળખાણ જ્યારે આપણે માથે દુઃખ આવી પડે છે ત્યારે આપણને તે સહન કરવાને બળ આપે છે; કારણ કે આપણને એવો અનુભવ થાય છે કે આ દુઃખ તો બધાનેજ એક સરખું છે ને તે કાંઈ આપણા એકનેજ નથી, અને તેથી તેનો એક જુની ઓળખાણ તરીકે આપણે અંગીકાર કરી શકીએ છીએ.

## પરીક્ષણ.

"શું હું મારા ભાઈનો રખેવાળ છું"! આપણે સુખી તથા સંપત્તિવાન છીએ. આપણે આપણું પોતાનું કમાઈએ છીએ ને ખાઈએ છીએ ને આપણી પાસે કોઈનું કંઈ માગતું નથી. આપણને જે મળે છે તે માટે સખત મહેનત કરીએ છીએ તો પછી આપણે શા માટે મોજ-મઝા ન મારીએ? મારે મારી કમાણીનો ભાગ શા માટે આળસુ, બેદરકાર, રખડેલા મનુષ્યને આપવો જોઈએ? તેને અને મારે શો સંબંધ? આવા કોઈ પણ વાકયમાં "શું હું મારા ભાઈનો રખેવાળ છું?" એવા ખુની વાકય જેવું વાકય કોઈને મદદ કરવા સંબંધી વાત વિષે કહેવામાં આવે છે. જો આપણે મદદને માટે હા કહીએ તો કોઈ સંસ્થાનું નામ બતાવી અલગ રહેવા લલચાઈએ છીએ: આપણા પૈસા તે સંસ્થાને મોકલીએ છીએ કે જે વડે આપણે જાતે કંઈ કરવું પડતું નથી. આપણે ખરા દુઃખ તથા તંગીની સમિપ જવાનું પસંદ કરતા નથી. ગરીબ માણસને તેની ઝુંપડીમાં જોવા જવા આપણે માગતા નથી. તેનો હાથ આપણા હાથમાં પકડવાને તથા તેના દુઃખની વાતો સીધી તેનેજ મોઢે સાંભળવા આપણે ઇચ્છતા

નથી. તેના મનનો મોટો અસહ્ય બોજો આપણા મન પર લેવાને તેમજ તેની મુશ્કેલીઓ તે આપણી મુશ્કેલીઓ છે, એમ આપણે સમજવાની દરકાર કરતા નથી. આપણે તેનું ભલું ઇચ્છીએ છીએ, પણ આપણે તે એટલું બધું આગ્રહપૂર્વક ઇચ્છતા નથી કે જેથી તેનો બોજો હલકો કરવામાં આપણે કાંઇ ભાગ લઇએ. ગરીબના સંબંધમાં તેમનાથી વેગળા રહેવાની મોટી લાલચ આપણને વારંવાર થઇ આવે છે.

## ખામીનો દોષ.

**કમનથી ગરીબને દાન આપવું તે કંજુસાઇ છે.** કંજુસ હરહમેશ પોતાનોજ વિચાર કરે છે અને જે કાંઇ પોતાનું છે તે બીજાને આપવાને આનાકાની કરે છે. તે પોતાથી જેમ બને તેમ ઓછુંજ આપે છે અને તેથી પણ તેને તો દુઃખજ થાય છે. તે સ્વાર્થનું એક રૂપ છે અને તેનાથી બચવા માટે બીજાના જીવનમાં પ્રવેશ કરવાની આવશ્યક્તા છે. ગરીબો મધ્યે જવાથી અને તેમનાં દુઃખનો વિચાર કરવાથી આપણે આપણી કંજુસાઇમાંથી નીકળી શકીએ છીએ કે તેમ કરવાનું બીજી કોઇ રીતે સહેલાઇથી યા સીધી રીતે થઇ શકતું નથી. આપણે સખાવતી થઇશું એવો નિશ્ચય કરવાથી આપણે સખાવતી થઇ શકતા નથી. પ્રેમનાં બધાજ રૂપોની માફક ફરજ પાડવાથી સખાવત થઇ શકતી નથી; પણ જો આપણે જેની ઉપર સખાવત કરતા હોઇએ તે વિષે વધારે વિચાર કરીએ તેમજ પ્રેમભાવ રાખીએ તો તે સહજજ આપણામાં આવે છે.

## અતિશયોકિતનો દોષ.

**બીજાઓ કેવા બની શકે તે વિષેનો વિચાર નહિ પણ બીજાઓ કેવા છે તે વિચારથી નિર્બળ હૃદય તથા નુકશાનકારક પરિણામ થાય છે.** અતિશય દયાળુ માણસ દુઃખ જોઇને મદદ કરવા એકદમ ધસે છે પણ તે ગરીબાઇનાં કારણ શોધવા તેમજ તેને માટે ઉમદામાં ઉમદા મદદ આપવાનો તે વિચાર કરવા અટકતો નથી. અતિશય દયાળુ માણસ ગરીબ માણસનું આખરે શું થશે તે વિષે વિચાર કરતો નથી. તે મનુષ્યની ગરીબાઇ ઉપરજ લક્ષ રાખે છે; અને તેથી ગરીબાઇમાંથી તે માણસને ઉચ્ચ સ્થિતિમાં લાવવા માટે તે કાંઇજ કરતો નથી. તેની

ઉદારતા ગરીબાઇમાં મદદ કરવામાં સમાયલી હોય છે ને નહિ કે ગરીબાઇમાંથી બહાર કાઢી લાવવામાં, વગર વિચાર્યે આપનાર ગરીબાઇને વધારનાર થાય છે. આમ વગર વિચારે આપવાથી માત્ર પોતાની લાગણીઓને સંતોષ વળે છે પણ આમ ભીખ માગનારને મદદ આપવાથી સાથી મનુષ્યોનું ઘણું અહિત થાય છે. તે એવી સખાવત છે કે જેનું પ્રમાણુજ નથી. તે ગરીબ માણસ માટે તેની જરૂર કરતાં વધારે કરે છે, કારણુ કે તેનો તેને માટે થોડોજ પ્રેમ હોય છે. તે જરૂર પ્રમાણે તો નહિ પણ આપનારના મનના તરંગો પ્રમાણે આપે છે. આથી તે ગેરવલ્લે પડે અને સારૂં કરવામાં નુકશાનજ થાય તેમાં શી નવાઇ?

## શિક્ષા.

**ગરીબો પ્રત્યે સખ્તાઇ રાખવાથી આપણે મનુષ્ય જાતિથી અલગ થઇએ છીએ, અને મનુષ્ય પ્રકૃતિ પર અવિશ્વાસુ બનીએ છીએ.** આપણને એમ લાગે છે કે તેમને આપણે કરવી જોઇતી મદદ કરી નથી; અને આપણે તેમને આપણી સહાનુભૂતિથી વેગળા નાખી દઇએ છીએ. તેઓ પણ જલદીથી ચેતી જાય છે. તેઓ આપણા સખત શબ્દો તથા બેદિલી વર્તી જાય છે ને આપણી પાસે મદદ માગતા નથી. આમ ગરીબોને આપણાથી દૂર હડસેલી કાઢવામાં આપણને એવી ટેવ પડી જાય છે કે આપણા વિચારમાં, લાગણીમાં અને શબ્દોમાં એવા શબ્દો વાપરવા લાગીએ છીએ કે જેથી બીજાઓ કે જે એટલા બધા ગરીબ નથી હોતા ને જેને આપણા સહવાસમાં આપણે રાખી શકીએ તેઓ પણ ચેતી જાય છે કે આપણામાં ખરેખર પ્રેમ, દયા કે સહાનુભુતિ નથી અને તેથી તેઓ પોતાનાં દિલ આપણી આગળ ખોલતા નથી. જ્યારે આપણા પર મુશ્કેલીઓ આવી પડે છે ત્યારે આપણને સહજ એમજ લાગે કે બીજાની મદદ મેળવવાનો આપણને કાંઇજ હક નથી ને તેથી આપણે આપણાં દુઃખો એકલાનેજ વેઠવાં પડે છે. બીજાઓ સાથે દુઃખમાં ભાગ ન લીધેલ હોવાથી દુઃખ આપણને અજાણ્યું હોય છે, અને આપણને એમ લાગે છે કે આપણે સૌથી વધારે દુઃખી મનુષ્યો છીએ.

**મનુષ્યજાતિ એકજ છે.** કાર્ય અને તેનું વળણ (આઘાત અને પ્રત્યાઘાત) સરખુંજ હોય છે. આપણે ગરીબમાં ગરીબ સાથે જેમ વર્તીએ તેમ બધાની સાથેજ વર્તીએ. આપણે ન સમજી શકીએ તેવા ગુપ્ત નિયમને લીધે જેમ આપણે બીજા પ્રત્યે ભાવ રાખીએ તેમ બીજા આપણા પ્રત્યે ભાવ રાખે છે. જેમ ખ્રીસ્ત કહે છે: "તમે મારા ભાઈઓમાંના નાનામાં નાના માટે કર્યું નથી તો તમે મારે માટે પણ કર્યું નથી."

---

## પ્રકરણ ૧૫.

## ખોટાં કૃત્યો કરનારાઓ.

**આપણા** સાથી મનુષ્યોમાં એક એવી જાતના માણસો છે કે આપણે તેમના પર ભાગ્યેજ પ્રેમ કરી શકીએ. તેઓ તો જાણીબુજીને ખોટાં કામ કરનારાઓ છે. જે માણસો આપણને છેતરે છે અને આપણને કડવાં વચનો કહે છે; જે માણસો પોતાની સ્ત્રીઓને ગાળો દે છે અને પોતાના કુટુંબની દરકાર કરતા નથી; જે માણસો ગરીબ ઉપર જુલમ ગુજારે છે અને વિધવા તથા નબાપાંની કમાઇ ઉપર પોતેજ તાગડધિન્ના ઉડાવે છે; જે માણસો અન્યાય કરે છે ને પૈસા મેળવવા માટે ખોટા કાયદા બનાવે છે; આવાં અને બીજી દરેક જાતનાં ખોટાં કામ કરનાર માણસો પ્રત્યે આપણે વાજબી રીતે ગુસ્સે થઇએ છીએ, તો પણ તેઓ આપણા સાથી મનુષ્યો છે. આપણને તેઓ જ્યાં જોઇએ ત્યાં મળે છે. આપણને તેમનાં ખોટાં કૃત્યો માટે વેઠવું પડે છે; અને તેથી પણ વધારે ખરાબ તો એ છે કે જેઓ આપણા કરતાં વધારે ગરીબ અને નિરાશ્રિત હોય છે તેમના ઉપર તેઓ જુલમ ગુજારે છે, તેમને લુંટે છે અને ઘાતકી રીતે મારે છે. ખોટાં કામો કરવામાં આવે છે તે વાત ઘણીજ ખોટી તથા ત્રાસજનક છે. આપણે તેની પ્રત્યે બે-દરકાર રહેવું ન જોઇએ. આપણે આવાં ખોટાં કામો કરનાર તરફ અમુક ચોકકસ નિયમોથી વર્તવું જોઇએ; નહિ તો આપણા ગુસ્સામાં ખોટાં કામને બીજા ખોટાં કામથી સુધારવા પ્રયત્ન કરવા લાગી જઇએ છીએ અને તેથી આપણે પણ તેવાં ખોટાં કામ કરનારા જેવા બની જઇએ છીએ.

## ફરજ.

ખોટાં કામ કરનાર પ્રત્યેની આપણી પ્રથમ ફરજ એ છે કે તેને યોગ્ય શાસન કરવું. ખોટાં કામથી હરહમેશ કાંઈ ને કાંઈ નુકશાન થાય છે. ન્યાયની રીત તો એ છે કે ખોટું કામ કરનાર પોતેજ નુકશાન વેઠે. જે છોકરો આપણી પાસે જુઠું બોલે છે ને એવી રીતે વર્તે છે કે જાણે આપણે તેના સાથી મનુષ્યો ન હોઇએ ને આપણને સત્ય જાણવાનો હક ન હોય. આપણે તેને એ સમજાવવું જોઇએ કે તે આપણી બરાબરી કરી શકે તેવો યોગ્ય નથી. આપણે તેને પોતાને માટે શરમમાં નાંખવો જોઈએ. જે માણસ આપણને છેતરે છે ને એવું વર્તન બતાવે છે કે પોતાના હિત ખાતર આપણા હિતનો તે ભોગ આપે છે. આપણે આવા માણસને સ્પષ્ટ રીતે જણાવવું જોઈએ કે તેની સાથે કંઈ પણ વ્યવહાર રાખવાને આપણે રાજી નથી. જે માણસ હલકો તથા કંજુસ છે તે બતાવી આપે છે કે તેને આપણે માટે કાંઈ દરકાર નથી. આપણે તેને બતાવવું જોઈએ કે તેની કંજુસાઈ તથા હલકાઇને આપણે કેટલી ધિક્કારીએ છીએ. ચોર તથા ખુની બતાવે છે કે તેઓ સમાજના શત્રુ છે. સમાજે તેમને સામાજીક સુખથી વેગળા રાખવા જોઇએ.

ગુન્હા કરનાર માણસને તેના કામથી કેટલું દુઃખ બીજાને થાય છે તેટલુંજ દુઃખ તેને સજાદ્વારા કરી સમજણ આપવામાં આવે છે કે બીજાને દુઃખ દેવાનું શું પરિણામ નીપજે છે. જેમ માંદાને કડવી દવા લાભકારક છે તેમ ગુન્હેગારને સજા કરવી તે તેને માટે લાભકારક છે. જો તેમ ન થાય તો તેનાં ખોટાં કૃત્યોથી કેવું ખરાબ પરિણામ આવે છે તે તેને પુરેપુરૂં ન સમજાય, તે પસ્તાવો ન કરે અને તેને તજે નહિ. પ્લેટો શિક્ષાની ખરી કિમ્મત વિષે કહે છે: "ખોટું કામ કરવું તે સૌથી મોટી ભુંડાઇ છે. આ ભુંડાઇથી છુટવાનો માર્ગ તે શિક્ષા છે. જો શિક્ષા ન સહન કરવામાં આવે તો ભુંડાઇ દિનપ્રતિદિન વધતી જાય છે. ભુંડાઇથી બીજે દરજ્જે ખોટું કામ આવે છે, પણ ખોટું કરવું ને સજા ન ખમવી તે સૌથી મોટી ભુંડાઈ છે. જે માણસ ખોટું કામ કરે છે, ને તેને માટે સજા ખમતો નથી તેની સ્થિતિ સૌથી વધારે દયામણી હોય છે.

ખોટું કામ કરનાર પોતાના કાર્યના ભોગ કરતાં પણ વધારે દુઃખ વેઠે છે, અને જેને સજા થતી નથી તેની સ્થિતિ સજા થાય છે તેના કરતાં પણ વધારે દયાજનક છે."

**જેણે કાંઈ પણ ખોટું કામ કર્યું હોય તો તેને શિક્ષા કરવી તે સર્વોત્તમ કામ છે.** શિક્ષા કાંઇ સારી નથી. પણ ખોટું કામ કરનાર, ને માટે તે સારી છે. એકજ સાધનથી ખોટાને ખરા માર્ગ પર લાવી શકાય છે સૌથી વધારે અસર કરનાર શિક્ષા તે મનની શિક્ષા છે; તે એ કે જેથી શરમ અને શોકમાં ખોટું કરનાર ગરકાવ થઇ જાય તે છે. કોઈ પણ પ્રકારે ખોટાં કામ કરનારને એ તો બતાવીજ આપવું જોઇએ કે તેના કામનું કેવું કડવું ફળ આવે છે. "સોટી ન વાપરવી તે છોકરાંને બગાડવા જેવું છે" શિક્ષા કરવાની ફરજ તે બીજી ફરજોની માફક સખત તથા અપ્રિય કામ છે. પણ જો આપણે ઠપકો આપી શકતા હોઇએ ને જો તેમ ન કરીએ તો દરેક ખોટાં કામમાં આપણે ભાગીદાર થઇએ છીએ.

## સદ્‌ગુણ.

માફી તે ન્યાયની વિરૂદ્ધ નથી તેથી સજાની આવશ્યકતા નથી એમ ઠરાવાય નહિ. તે સજાને ઉત્તમરૂપ આપી શકે છે; તે વડે શારીરિક પીડાને બદલે માનસિક પીડા કરી શકાય છે. માફીથી ખોટાં કામને માટે જે શરમ માણસોને લગાડી શકાય છે તેજ શિક્ષાનો મુખ્ય ઉદ્દેશ છે. જ્યાં સુધી આપણે ગુન્હેગારને પહેલાં માફી ન આપીએ ત્યાં સુધી તેને યોગ્ય શિક્ષા આપવી તે કેવળ અશક્ય કામ છે, કારણ કે શિક્ષા કરવી તે ગુન્હેગારના ભલા માટે છે. અને જ્યાં સુધી વૈરભાવને બદલે ક્ષમા આપણા હૃદયમાં ઉત્પન્ન થતી નથી ત્યાં સુધી આપણે ગુન્હેગારના ભલા માટે કાળજી કરી શકતા નથી.

ક્ષમા તે પ્રેમનું ખાસ રૂપ છે. તે મનુષ્યના બંધુત્વનો સ્વીકાર કરે છે ને જ્યારે કોઇ ખોટું કામ કરે છે ત્યારે પણ તે બંધુ છે એમ સ્વીકારે છે ને એટલી બધી કાળજી ધરાવે છે કે તેના એ બંધુત્વપણાને લીધે તેને છોડાવવા માટે બનતી ક્ષમાયુક્ત શિક્ષા તે કરે છે. ક્ષમા ગુન્હાને ચાહતી નથી, પણ તે મનુષ્યને ચાહે છે. તે ગુન્હાને ધિક્કારે છે કારણ કે

તેથી મનુષ્યને નુકશાન થાય છે. "તારા શત્રુ પર પ્રેમ કર" એ આજ્ઞા કંઇ અશક્ય નથી કે ઢોંગવાળી નથી, કારણકે દરેક મનુષ્યમાં, પછી ભલે તે ઘણાં ઘોર કૃત્યો કરનાર હોય, તો પણ તેની પ્રકૃતિમાં કાંઇક સારા ગુણો હોય છે કે જેને કેળવી શકાય તેમ છે. વળી ક્ષમા કરવાથી આપણે તેના સ્વભાવના સારા ભાગ પર એવી છાપ પાડીએ છીએ કે ખોટાં કામ કરવાનું તે છોડી દે ને તેના સારા ભાગો કેળવવા પાછળ વધારે ધ્યાન આપે. જે માબાપ પોતાનાં બાળકોને શિક્ષા કરે છે તેઓ જે માબાપ શિક્ષા નથી કરતાં તેના કરતાં પોતાનાં બાળકોને ઓછા ચાહતા હોતા નથી. જે રાજ્યમાં ગુન્હાને માટે શિક્ષા થતી નથી ત્યાં ગુન્હેગારો સંખ્યાબંધ ઉત્પન્ન થાય છે; તેથી રાજ્યને પોતાનેજ નુકશાન થાય છે, તેથી પ્રમાણિક નાગરીકોને નુકશાન થાય છે અને સૌથી વધારે તો તે ગુન્હેગારોનેજ નુકશાન થાય છે, કારણ કે પોતાની બેપરવાઇથી તે ગુન્હાઓને ઉત્તેજન આપે છે. ક્ષમાનો ઉદ્દેશ સજાને લઇ લેવાનો નથી પણ સજાથી જે સારૂં પરિણામ આવી શકે તે લાવવાનો છે. તેનાથી શરીરમાં થતી પીડાને લીધે ગુન્હેગારના મનને બદલી શકાય છે કે જ્યાં તેની અસર સચોટ થાય છે. દરેક ખોટા કામની શિક્ષા તેની સાથેજ આવે છે. ખોટું કરનારને પસ્તાવો કરાવવા માટે અને સુધારવા માટે તે શિક્ષા અસરકારક હોવી જોઇએ. વેર વાળવાથી ગુન્હેગારને દુઃખ થાય છે ને તેમાં વેર વાળનાર પોતે કાંઇજ ભાગ લેતો નથી. ક્ષમા પોતે ખોટાં કામ માટે દિલગીર થાય છે ને પછીથી ખોટું કરનારને તેમાં ભાગ લેવા માટે બોલાવે છે. વેર શરીર પર ઘા કરે છે ને ઘણીવાર ખોટું કરનારના હૃદયને વધારે સખત બનાવે છે. ક્ષમા હૃદયને ધીમેથી અડકે છે અને ખોટું કરવાથી વેગળા રાખવાને તથા સારૂં કરવાને હૃદયને નમ્ર બનાવે છે.

બદલો.

**જો ક્ષમાનો યોગ્ય રીતે સત્કાર કરવામાં આવે છે તો તે ગુન્હેગારને સુધારે છે.** જે સત્યનો આગ્રહી સેવક છે તેને, કોઇ ખોટું કરનાર પાછો ફરીને, ખોટાનો ધિક્કાર કરીને તેને તજી દેવાનો નિશ્ચય કરે છે, તેના કરતાં વિશેષ આનંદ બીજા કાંઇથી મળતો નથી. ચડસાચડસીથી આપણી લાગણીઓ ઉશ્કેરાય છે. એમ લખેલું છે કે "નવાણું

ન્યાયી માણસો કે જેને પસ્તાવો કરવાની જરૂર નથી તેના કરતાં જો એક પાપી માણસ પસ્તાવો કરે છે તો ઘણોજ આનંદ થાય છે." ખોટાંમાંથી છોડાવવાનો માર્ગ એ છે કે ખોટું કરનારની સમક્ષ સત્ય ધરવું ને તે ગ્રહી શકાય એમ છે એવું મિત્રભાવથી દર્શાવવું. ન્યાય તથા ક્ષમા બન્નેને મેળવવાથી સુધારો થઈ શકે છે કે જેઓ ખોટાને ધિક્કારે છે પણ ખોટું કરનાર પર પ્રેમ કરે છે. સુધારો કરવો એજ ક્ષમાનો ઉદ્દેશ છે ને તેજ તેનો સર્વોત્તમ બદલો છે.

## પરીક્ષણ.

**આપણી યા બીજાની વિરૂદ્ધના ઘાતકી ગુન્હાઓ અને ત્રાસદાયક હુમલાથી ગુન્હેગાર પર વેર વાળવાને આપણે લલચાઈએ છીએ.** મનુષ્યસમાજની શરૂઆતમાં વેર વાળવાની આવી લાગણીઓનું સારૂં પરિણામ આવતું. અત્યારે પણ ન્યાયની રીતે ગુસ્સો બનાવવામાં તે ખાસ મદદ આપે છે. પણ તે અંધ તથા ક્રૂર છે; અને તે સુધરેલા જમાનાને લાયક નથી. વેરને ગુન્હેગારના સારાપણા વિષે કાંઈજ કદર હોતી નથી. તે ગુન્હાની સાથે મનુષ્યને પણ ધિક્કારે છે. તે અપકારનો બદલો અપકારથી વાળે છે; તે વધારે સખત રીતે વળતો હુમલો કરવા ઉશ્કેરે છે અને નાની જેવી તકરારને હરહમેશના ઝઘડાનું રૂપ આપે છે. તે વગર વિચારનું ઘાતકી તથા મનુષ્યને ન છાજે તેવું છે; તે ત્રાસજનક તથા અધમ છે.

## ખામીનો દોષ.

**ખોટાં કામ કરનારાઓ સાથેના વર્તાવમાં જો ક્ષમા નથી હોતી તો જોઈએ તે કરતાં વધારે સખત સજા કરવામાં આવે છે.** શિક્ષાનો ઉદ્દેશ એ છે કે ગુન્હેગારને પોતાનો ગુન્હો દેખાય ને તે તેને માટે પસ્તાવો કરે, તે ઉપરાંત વધારે શિક્ષા કરવી ન જોઈએ. જો કોઈ માણસ ખરેખર પસ્તાવો કરે તે કરતાં જો તેને વધારે શિક્ષા કર્યાં કરીએ તો તેથી આપણે તાજેતર ખોટું કામ કરીએ છીએ. "જો કોઈ ભાઈ પાપ કરે તો ઠપકો દે અને જો તે પસ્તાવો કરે તો ક્ષમા કર. જો તે તારી વિરૂદ્ધ દિવસમાં સાતવાર પાપ કરે અને સાત વાર પાછો ફરી માફ માગે

તો તું તેને માફી આપ” વગર પસ્તાવાના પાપ તરફ બેદરકારી તથા પસ્તાવાવાળાને સજા કરવી તે બંને ગુન્હેગારો પર જે પ્રેમ રાખવો જોઇએ તેથી વિરૂદ્ધ છે. ક્ષમા વગરની દરેક શિક્ષા ઘાતકી છે અને તેથી શિક્ષા કરનાર તથા પાળનાર બન્નેને ખરાબ અસર થાય છે, તે ગુન્હેગારનું હૃદય વગારે સખત બનાવે છે; અને તેથી તેની વિરૂદ્ધ એક નવો ગુન્હો બને છે.

આ નિયમો મનુષ્ય મનુષ્યના સંબંધમાં ખાસ લાગુ પડે છે. રાજ્ય તરફથી થતી સજામાં બધાને રક્ષણ મળે, બીજાને ચેતવણી મળે, બધાને એક સરખો ન્યાય મળે અને કાયદાનાં કામોથી દરેક મનુષ્યના મનની સ્થિતિની ખરેખર પારખ ન થઇ શકે એમ હોવાથી કાંઇક વધારો હોય છે. આવા દાખલાઓમાં અને સજામાં ઘટાડો કરી શકાય તેટલા માટે મુખ્ય અધિકારીઓને એવી સત્તા આપવામાં આવેલી હોય છે કે તેઓ માફી આપી શકે.

શિક્ષા ભલે તે હલકી યા ભારે હોય, તો પણ એવી રીતે કરવી જોઇએ કે જેથી ગુન્હેગાર સુધરે. જેટલો વખત તેને કેદમાં રહેવાનું હોય તેટલો વખત તેણે ખરેખર દુઃખ તથા હાડમારી વેઠવાં જોઇએ. તે દુઃખ તથા હાડમારી મોજમઝા, આળસ તથા દુર્ગુણથી બચવાની અને પોતાની સજા પુરી થાય ત્યારે તે ગુન્હેગાર પોતે પોતાનું ગુજરાન કરી શકે તેવો તથા સ્વમાનવાળો થાય તેમ કરવાની હોવી જોઇએ.

## અતિશયોક્તિનો દોષ

ખોટી દયા, ખોટાં કામને જોયાં ન જોયાં કરે છે; અને તેમ કરવામાં ખોટું કામ ફરી થાય તે માટે જવાબદાર છે. ખોટી દયા તે ગુન્હેગારો પ્રત્યે પોતાને અનુકૂળ પડે તેવી રીતે વર્તે છે અને નહિ કે તેમનું ભલું થાય તેવી રીતે. ક્ષમા તે ગુન્હેગાર ભવિષ્યમાં સુધરશે એવી માન્યતા દર્શાવે છે. ખોટી દયા ગુન્હેગારને તથા ગુન્હાને પુરેપુરી માફી આપે છે. ખોટું કામ કરનારા પ્રત્યે મુસાના નિયમ મુજબ “દયાથી ભરેલ અને કૃપાવાન, કોપ કરવે ધીમો અને દયા કરવે ઉતાવળો,

હજારોને માટે ક્ષમાવાન પાપની અધમતાની અને ઉલ્લંઘનની ક્ષમા આપનાર પણ તેથી ગુન્હેગાર કોઇ પણ રીતે ગુન્હારહિત થતો નથી" (નિર્ગમન ૩૪; ૭). ખોટી દયા કે જેથી ગુન્હેગારોને નિર્દોષ બનાવવામાં આવે છે તે ક્ષમા નથી. આવી ખોટી દયા તે નીતિનો ભંગ કરે છે, સમાજને હાની પહોંચાડે છે, તેને ઉપયોગમાં લેનારની પ્રકૃતિને બગાડે છે અને જેના તરફ તે દેખાડવામાં આવે છે તે એથી વિશેષ ખરાબ થાય છે.

## શિક્ષા.

**સખતાઈ તથા ખોટી દયા બન્નેથી ગુન્હેગારની વધારે ખરાબી થાય** છે. સખતાઇથી ગુન્હેગાર એવો નિશ્ચય કરે છે કે ફરી ખોટું કરવું અને તેને એમજ લાગે છે કે તેની ઉપર જુલમ ગુજારવામાં આવ્યો છે. તેને એમ લાગે છે કે આખું જગત મારી વિરૂદ્ધ છે માટે મારે શા માટે આખી જગતની વિરૂદ્ધ થવું ન જોઇએ? ખોટી દયાથી માણસને એમ લાગે છે કે ભલે ગમે તેમ કરૂં પણ આખું જગત મારા પક્ષમાં છે અને તેથી પોતે પોતાની ચાલચલગત સુધારવાની જરૂર જોતો નથી. બીજાના તરફ ખોટી દયા રાખવાથી આપણે પોતા પ્રત્યે બેદરકાર બની જઇએ છીએ અને બીજાઓને જેમ ખોટી દયા દેખાડીએ છીએ તેમ આપણને પણ દેખાડવામાં આવશે તેવી આશાથી આપણે ખોટું કરીએ છીએ. બીજા પ્રત્યેની સખ્તાઈથી આપણે પ્રસંગોપાત ક્ષમા માગતાં શરમાઇએ છીએ વળી આપણા પોતામાં ક્ષમા ન હોવાથી સામા માણસોમાં ક્ષમા નહિ હોય એવીજ આપણી માન્યતા હોય છે. આપણે ક્ષમા આપી શકાય છે એમ માનતા નથી અને તેવા આપણા અવિશ્વાસથી આપણે તેને મેળવી શકતા નથી; તેથીજ અક્ષમાવાન માણસને તેની જરૂરને વખતે ક્ષમા મળતી નથી; તે નીરાશ તથા વધારે સખત થાય છે.

---

## પ્રકરણુ ૧૬.

## મિત્રો.

મનુષ્યજાતિ સાથે જે બંધનથી આપણે બંધાતું જોઇએ તે ઉપરાંત એક સરખા સ્વભાવના, એક સરખા ધંધાવાળા, એક સરખા લાભ મેળવનારા, એક સરખા આશયોવાળા મનુષ્યમાં નિકટનો સંબંધ હોય છે. જે મનુષ્યોને આપણા પ્રતિ આપણે ખેંચાએ છીએ ને જેના પ્રતિ આપણે ખેંચાઇએ છીએ તેઓ મિત્ર કહેવાય છે.

મિત્રતા તે મિત્ર આપણને કેટલો વહાલો છે તે સુચવે છે ને નહિ કે તે આપણે માટે શું કરી શકે છે. એરીસ્ટોટલ કહે છે કે, "સંપૂર્ણ મિત્રતા તો એ છે કે જેમાં સારા માણસો એક બીજાને સદ્ગુણોમાં મળતા થાય છે, કારણકે તે એક બીજાનું હિત ઇચ્છે છે અને તેમના જીવનનો મુખ્ય ઉદ્દેશ ભલા થવાનો હોય છે. જેઓ મિત્રતાને ખાતરજ મિત્ર હોય છે તેઓજ ખરેખરા મિત્રો છે; તેઓના અંતરમાંજ તેવા થવાની ઇચ્છા હોવાથી તેઓ મૈત્રિ બાંધે છે અને તેમ કરવાની વૃત્તિ સહજ ઉત્પન્ન થાય છે. તેઓની મૈત્રિ તેમના સદ્ગુણ જેટલીજ ટકે છે. આવી મૈત્ર અસાધારણ છે, કારણકે એવા મનુષ્યો મળવા દુર્લભ છે. આવી મૈત્રિ માટે લાંબો વખત સુધી નિકટનો સંબંધ હોવો જોઇએ, કારણ કે એક બીજાને પારખવાનું કામ સહેલું નથી. મિત્ર થવાની ઇચ્છા સહેલાઈથી થઇ શકે છે, પણ મૈત્રિ તેટલી સહેલાઇથી થઇ શક્તી નથી. એક બીજાને ઉપયોગી થવામાંજ જો પ્રેમ સમાયલો હોય તો એમ માનવું કે તેમાં પ્રેમ નથી. પણ એક બીજામાંથી કાંઇ હિત પ્રાપ્ત કરી શકાય તેટલા માટેજ મૈત્રિ બાંધી છે. આવી મૈત્રિ સહેજમાં થાય છે અને તે જેના પ્રતિ ધરાવવામાં આવે છે તે પ્રેમને લીધે નહિ પણ તેના તરફથી કાંઇ સારૂં પરીણામ નિપજે તેટલા માટેજ હોય છે. આવી મૈત્રનો જલદી અંત આવે છે કારણ કે તેઓની લાગણીમાં બદલાણ થયા વગર રહેતું નથી. વળી તેઓ પરસ્પર એક બીજાને ઉપયોગી થતા નથી ને એક બીજાને આનંદ આપી શકતા નથી તો તેમનો પ્રેમ બંધ પડે છે. જે મુદ્દાસર મિત્રતા બાંધવામાં આવી હતી તે મુદ્દો સરી જાય એટલે મૈત્રિનો

અંત આવે, કારણકે તેટલા માટેજ મૈત્રિ બાંધવામાં આવી હતી. પરસ્પર આનંદ મળે અને લાભ થાય તેટલા માટે ખરાબ માણસો પણ એકઠા થઇ મૈત્રિ બાંધી શકે છે; પણ એક બીજા પરના પ્રેમને લીધે જે મૈત્રિ બંધાય તે તો સારા માણસોમાંજ બંધાય, કારણકે ખરાબ માણસો પોતાના સ્વાર્થ સિવાય બીજા કોઇ પણ કારણસર મૈત્રિ બાંધતા નથી. જે મૈત્રિનો ઉદ્દેશ કોઇ અંગત લાભ હોય તો તે મૈત્રિ સ્વાર્થી આત્માની છે. મૈત્રિ આપણા પર પ્રેમ કરવામાં આવે તેને બદલે વધારે પ્રેમ કરવામાં સમાએલી છે. તેથી જે મનુષ્યો એક બીજા પર તેમની યોગ્યતા પ્રમાણે પ્રેમ કરે છે તેઓ હરહમેશ મિત્રો રહે છે અને તેમની મૈત્રિ સર્વદા ટકે છે.''

## ફરજ.

આપણા મિત્રનું હિત તે આપણું હિત હોવું જોઇએ: તેની ઇચ્છા તે આપણી ઇચ્છા અને તેનું ભલું કરવાની ઇચ્છા આપણા જેવી હોવી જોઇએ. જો તે સંપત્તિમાં હોય તો આપણે રાજી થઇએ, જો તેના ઉપર દુઃખ આવી પડે તો આપણે તેને પડખે ઉભા રહીએ. જો તે તંગીમાં આવી પડે તો આપણી પાસેનાં સારાં વાનાંમાંથી તેનો ભાગ આપીએ. જો તે લોકપ્રીય ન હોય તો આપણે તેનો પક્ષ ધરીએ. જો તે કાંઇ ખોટું કામ કરતો હોય તો આપણે તેની ભૂલ સૌથી પહેલા દેખાડી આપવી જોઇએ; અને તેને જે ખોટા કામની શિક્ષા થાય તે વેઠવા પણ આપણે સૌથી પહેલા તત્પર રહેવું જોઇએ. જો તેના પર આળ મુકવામાં આવ્યું હોય તો છેવટ લગી તેના નિર્દોષપણામાં આપણે વિશ્વાસ રાખવો જોઇએ. મિત્રોની વચ્ચે કાંઇપણ ભેદ અંતર હોવો જોઇએ નહિ અને પરસ્પર બનતું કરવા માટે એક બીજાએ તત્પર રહેવું જોઇએ. આવી ઉચ્ચ ભાવનાઓથી બંધાએલ આત્મિક મિત્રતા તેજ હરહમેશ ટકે છે.

## સદ્‌ગુણ.

ખરો મિત્ર એ છે કે જેના ઉપર આપણે આધાર રાખી શકીએ. આપણી છુપામાં છુપી વાતો, આપણા હૃદયના બધા ખુલાસાઓ,

આપણી બધીજ લાગણીઓ, આપણા કાર્યક્રમો, આપણા બધા આશયો મિત્રના હસ્તકમાં સહિસલામત હોય છે. હા, તેઓ વધારે સહિસલામત હોય છે, કારણ કે આપણો વફાદાર મિત્ર ખામીઓ દર્શાવી આપ્યા વગર રહેતો નથી; આપણા મિથ્યાભિમાન માટે આપણને તે હસી કાઢે છે અને આપણા સદ્‌ગુણયુક્ત કાર્યમાં સ્વાર્થપરાયણતા જે છુપાઇ હોય છે તે સ્પષ્ટ રીતે દેખાડે છે. "મિત્રોના ઘા લાભકારક છે." અલબત મિત્રે આ બધું વિચારથી તથા કાળજીપૂર્વક કરવું જોઇએ. જો તે આપણી સાથેની મિત્રતાનો ઉપયોગ આપણા પર ટીકાજ કર્યાં કરવાનો કરે તો આપણને કંટાળો આવેજ, અને તેનાથી વેગળા રહેવાને આપણને મન થયા વગર રહે નહિ. પણ જો તે આપણા ભલા માટે સારા સ્વભાવથી તથા નમ્રતાથી આપણી ખામીઓ આપણને બતાવે તો તે મિત્રતાની ફરજ ઉમદા રીતે અદા કરે છે.

### બદલો.

મિત્રતાનો મુખ્ય આશીર્વાદ તો એ છે કે આપણા મનમાં એવી ખાત્રી થાય છે કે આ જીંદગીની લડતો લડવામાં આપણે એકલાજ નથી; પણ આપણાં જીવન બીજાં જીવનો સાથે જોડાયલાં છે અને આપણાં પરસ્પર સુખદુઃખો બધાને સરખાંજ લાગે છે.

### પરીક્ષણ.

મિત્રતાનો નિકટનો સંબંધ વારંવાર ગુપ્ત બાબત પ્રગટ કરવા લલચાવે છે. મિત્રો એક બીજાને સારી રીતે ઓળખે છે. એક મિત્ર બીજા મિત્રને કાંઇક કહે છે કે જે તે ગમે તેમ થાય તોપણ બીજા કોઇને કદી પણ કહેજ નહિ. આ ઉપરાંત નિકટના સંબંધને લીધે મિત્રતાથી હૃદયની ગુપ્ત વાતો, જો તે કહેવામાં નહિ આવે તોપણ, જાણવાની તક મળે છે.

બીજાની ગુપ્ત વાતોનું આવું ભાન આપણામાં એક જાતનો પ્રભાવ ઉત્પન્ન કરે છે, અને આપણે તેથી મિત્રતાના સંબંધમાં જે ગુપ્ત વાતો જાણી હોય તે પ્રગટ કરવા લલચાઇએ છીએ. એક માણસ બીજા માણસ પ્રત્યે આવી વર્તણુક ચલાવે તે ખરેખર ધિક્કારવા જોગ છે.

આવી નીચ લાલચને જે માણસ વશ થઇ જાય છે તે બીજાની મિત્રતા સંપાદન કરવા માટે કદી લાયક રહેતો નથી. મિત્રોની ગુપ્ત વાત પ્રગટ કરવા જેવું બીજું સામાજીક પાપ એકે નથી.

## ખામીનો દોષ.

આપણને એવા માણસો નહિ મળે કે જેઓ દરેક રીતે આપણને પસંદ પડે તેવા હોય, એટલુંજ નહિ પણ આપણે આપણી જાતને એવી ન બનાવી શકીએ કે જેથી આપણે બીજાને દરેક રીતે પસંદ પડીએ. આપણા પોતામાં ખામી તથા અધુરાપણું હોવા છતાં મિત્રતા બાંધવામાં આપણને હિંમતની જરૂર પડે છે, કારણ કે બીજાઓ નિકટના સંબંધથી આપણી ખામીઓ જાણી જાય. મિત્રતા આપવા તથા લેવા માટેની તૈયારી સુચવે છે, પછી તે હોય સારૂં કે નઠારૂં; અને એકલવાસ જે આમ કરતાં અચકાય છે તે સ્વાર્થીપણું તથા બ્હીકણપણું દાખવે છે. જે માણસ મિત્રતા બાંધવા ના પાડે છે તે પોતે શરમાળ હોય છે કે પછી તેને સાથી મનુષ્યોમાં વિશ્વાસ હોતો નથી. આવી મનની સ્થિતિ હોવાનું કારણ તો એ છે કે આપણે બીજાની તુલના આપણા પોતા પરથીજ કરીએ છીએ, અને જે માણસ બીજાઓ ઉપર વિશ્વાસ કરતો નથી તે પોતેજ વિશ્વાસ કરવા યોગ્ય નથી એવો તે પોતાને લેખતો હોવો જોઇએ. એકલવાસ રહેવાનું ખરૂં કારણ તો એ છે કે રખે બીજાઓ આપણા નજદિકના સંબંધમાં આવીને આપણને પામી જાય. એકલવાસ મગરૂરી દાખવે છે, પણ તે તો દેખાડવાનો ઢોંગજ છે; કારણ કે જે માણસ બીજાઓ પોતાની પાસે આવીને તેને પામી જાય તેને બદલે બીજાઓ કેવા છે તે જાણવાને તેમની પાસે જતાં બીહે છે.

## અતિશયોક્તિનો દોષ.

**ભડભડિયાપણું.** કેટલાક માણસો પોતાના મનમાં કાંઇજ રાખી શકતા નથી. જેવો તેમને કાંઇ અનુભવ થાય, કાંઈ લાગણી થાય, કાંઇ દરદ થાય કે તરતજ તેઓ કોઇને કહેવા દોડી જાય. આથી પરિણામ એ આવે છે કે પોતાના અનુભવોની મન પર ઉંડી છાપ પડતી નથી અને તે લાંબો વખત ટકી રહેતી નથી. તેમનામાં સ્વતંત્રતા, સ્વાશ્રય, ચારિત્રબળ,

વગેરે ખીલતાં નથી. આવા માણસો ફક્ત દેખાવના તેમજ ઢોંગી હોય છે. તેઓને બધાં વાના જોઇએ છે ને કાંઇ પણ આપવા માગતા નથી.

## શિક્ષા.

જો આપણે એક બીજાની સંગતમાં જવા ના પાડીએ તો આપણે એકલાએજ લાંબો રસ્તો કાપવો પડે ને બીજો કાંઇ ઉપાય નથી.

જો આપણે એક બીજાના બોજા ન ઉંચકીએ તો જ્યારે આપણા પર અસહ્ય બોજો આવી પડે ત્યારે આપણે એકલાએજ ઉંચકવો જોઇએ અને તેના વજન નીચે દબાઇ જવું પડે. આ બાબતમાં તેમજ બીજી બધી બાબતમાં પોતાના વર્તનનો બદલો એજ શિક્ષા છે. પ્રેમ વગરના હૃદયને આનંદ વગરના એકાંતમાં જીંદગી ગાળવી પડે છે, કે જ્યાંથી પ્રેમનો પ્રકાશ ખેંચી લેવાયલો હોય છે.

---

## પ્રકરણ ૧૭.

## કુટુંબ.

અત્યાર સુધી આપણે સાથી મનુષ્યોને પૃથક્ પૃથક્ રૂપમાં તપાસ્યા છે કે જેમની સાથે આપણે સંબંધમાં આવીએ છીએ. આ બહારનો સંબંધ આપણા જીવનના અંતરમાં પ્રવેશ કરવા પામતો નથી. જો કે તેથી મનુષ્યનો બીજા મનુષ્ય સાથે પરસ્પર સહાયતાનો તથા સેવાનો સંબંધ બંધાય છે ખરો, તોપણ આમ સંબંધ ધરાવનાર મનુષ્યો જુદી જુદી વ્યક્તિ તરીકે રહે છે. મિત્રતા પણ મનુષ્યના હૃદયની પૂરેપૂરી તૃપ્તિ કરી શકતી નથી. ગમે તેવો નિકટનો સંબંધ હોય તોપણ તે જડ રહે છે, સુક્ષ્મ થઇ શકતો નથી અને તેમાં ઉચ્ચ ભાવનાઓ કેળવવા માટે જે પરસ્પરની ઐક્યતા જોઇએ તે પ્રાપ્ત કરી શકતી નથી. એવા ખરા આત્મિક જીવનને પ્રાપ્ત કરવામાં કે જેમાં પોતાની જાતનું ભાન ભૂલીને સામાન્ય હિત કરવામાં કે જેમાં દરેક વ્યક્તિ ભાગ લે છે એવું સ્થળ તો આત્મા અને શરીરના જન્મનું સ્થળ તે કુટુંબ છે. સદ્ગુણની વાટિકારૂપ, પ્રેમનાં મૂળરૂપ કુટુંબ તેજ મનુષ્યને પશુઓથી ઉચ્ચ આશયો પર લઇ જનાર સાધન છે.

## ફરજ.

**કુટુંબ એ સામાન્ય હિતકારક છે.** કુટુંબના સભાસદનું ખરૂં જીવન બીજા કુટુંબીઓ સાથેની ઐક્યતામાં સમાયલું છે; તેમના હક માટે માન, તેમની ઇચ્છાઓને અનુસરવાની વૃત્તિ અને પરસ્પરના સામાન્ય સુખને માટે દરેક વ્યક્તિનું પોતપોતાનું કામ કરવું તે છે. બાળકોએ પોતાનાં માબાપને આધીન રહેવું જોઇએ અને પોતાથી બનતી સેવા કરવી જોઈએ. માબાપની ફરજ એ છે કે પોતાનાં બાળકોનું પોષણ કરવું, કેળવણી આપવી, અને જીંદગીમાં સારી શરૂઆત કરી શકે તેવી તાલીમ આપવી જોઇએ. ભાઇઓ તથા બેનોની ફરજ એ છે કે પરસ્પર રક્ષણ તથા મદદ આપવાં જોઇએ. બધા આનંદ અને દુઃખો, બધી આશાઓ તથા બીક, બધી યોજનાઓ અને રચનાઓ વિષે સાથે મળી વિચાર કરવો જોઇએ ને એક બીજાની સાથે તે પાર પાડવો જોઇએ. માબાપની દરેક યોજનામાં દરેક બાળકને ભાગ લેવા દેવો જોઇએ. દરેક બાળકે પોતાના આનંદ તથા દુઃખની વાતો પોતાનાં માબાપને કહેવીજ જોઇએ. માબાપની ફરજ છે કે છોકરાંની રમતગમત અભ્યાસ તથા જીજ્ઞાસાઓમાં પ્રીતિપૂર્વક ભાગ લેવો જોઇએ. છોકરાંની એ ફરજ છે કે કુટુંબના નિર્વાહ માટે માબાપ જે કાંઈ ધંધોરોજગાર કરતાં હોય તેનાથી વાકેફદાર થવું ને તેમાં મદદ આપવી. માબાપ તથા છોકરાં, ભાઇઓ તથા બ્હેનો વચ્ચે ગુપ્ત વાતો હોવીજ ન જોઇએ, અને એક બીજાથી અલગ રહીને સ્વાર્થીપણું કોઇએ પણ દાખવવું જોઇએ નહિ.

**ખરા લગ્નનો પાયો.** ઉપર વર્ણવેલો સગપણનો સંબંધ કુદરતી રીતે આવે છે અને તે એવો ધીમે ધીમે વધે છે કે આપણે તે વિષે સમજી ન શકીએ તેવી રીતે આપણામાં તે વધતો જાય છે. પરંતુ દરેક મનુષ્ય જ્યારે તે પુખ્ત ઉમરનો થાય છે ત્યારે પોતાના સ્વતંત્ર વિચારવડે લગ્નરૂપી પગલું ભરી પોતાના કુટુંબીક જીવનની શરૂઆત કરે છે. ખોટાં સાચાંને પારખવું અને સત્ય તથા કૃત્રિમ પ્રેમને ઓળખવો, યોગ્યની અને અયોગ્યની તુલના કરવી, આશીર્વાદિત તથા ધિક્કારવાજોગને જાણવું તે બાબતો પ્રથમથીજ જો કોઈ જુવાન પુરૂષ તથા સ્ત્રી જાણે તો તેને માટે ઘણુંજ અગત્યનું છે. જેને તમે તમારી જીંદગીનો પ્રેમ અર્પણ કરો, જેને

તમે તમારા મનની તથા હૃદયની છુપામાં છુપી વાતો કરો, જેના આશયો તથા નિયમો તમને પ્રિય લાગે, અને જેનું સુખદુઃખ તમને સુખરૂપ તથા દુઃખરૂપ થઇ પડે તેવું તમને કાઇમાં દેખાય છે? તો જો તે આત્માને તમારા માટે એવુંજ લાગતું હોય તો તેની સાથે લગ્ન કરવાની તમારી ફરજ છે, એમ તો નહિ પણ જીવનને સાર્થક કરવાને ઉચ્ચ આશયો પર લઇ જવા માટેનું તે ખુલ્લું દ્વાર છે. ખરા લગ્નની શરત એ છે કે એક બીજાને પુરેપુરા જાણવા ને પરસ્પર ખરેખરો પ્રેમ કરવો.

**ખરૂં લગ્ન કદીપણ તોડી શકાય નહિ.** લગ્ન કરતી વખતે જો પ્રેમ હોય તો લગનના દરેક વર્ષમાં પ્રેમ વધતો ને વધતોજ જાય છે. સમાજના હિત ખાતર રાજ્યબંધારણ ફરજીઆત લગ્ન રાજીખુશી વગર કરાવે તે કેટલે દરજ્જે ગેરવાજબી છે તે વાતનું વિવેચન અત્રે અસ્થાને ગણાય. જે વ્યક્તિની આવી ભયંકર સ્થિતિ હોય તેની શી ફરજ છે તે ચોખેચોખ્ખી જણાઇ આવે તેવી છે. આવા લગનનો પાયો સ્વાર્થ સાધવાનીજ ઇચ્છા ઉપર રચાયલો હોય છે. આપવાને બદલે મેળવવું તેજ આમ લગન કરવાનો ભાવ હોય છે. જો ધણી તથા ધણીઆણી પરસ્પર એક બીજાને છુટછાટ આપે, પોતાની ભૂલો સુધારે ને એક બીજાને અનુકૂળ થવાને મહેનત કરે તો ભાગ્યેજ એવો હયાફુટો ધણી હોય કે હલકી સ્ત્રી હોય કે જેનામાં ખરો પ્રેમ પ્રગટ થયા વગર રહે અને જીવન પરસ્પર સુખમય લગનરૂપી થયા વગર રહે. જ્યાં સુધી બનતા બધા પ્રયાસથી લગન જળવાઇ રહે અને જ્યાં સુધી ગેરવર્તણુક, વ્યભિચાર, તજી દેવું, છાકટાઇ, નિષ્ઠુરતા, વગેરે સબળ કારણો ન હોય ત્યાં સુધી ધણીધણીઆણીએ જુદા થઇને એકલવાસમાં રહેવું તે હલકું જીવન પસંદ કરવા જેવું છે.

## સદ્ગુણ.

**કુટુંબમાં આપણે એક બીજાનાં અંગ છીએ.** છોકરૂં જ્યારે જ્યારે તકલીફમાં આવી પડે ત્યારે માબાપ તેનું રક્ષણ કરીને પોતાની વફાદારી બતાવે છે. વફાદાર ભાઈ પોતાના ભાઇઓ તથા બ્હેનોનો પક્ષ ધરીને અપમાન તથા હુમલાઓ વખતે બચાવ કરે છે. વફાદાર છોકરૂં માબાપની ઇચ્છા વિરૂદ્ધ તથા તેમને નામોશી લાગે તેવું કાંઇજ

કરતું નથી. ઘડપણમાં તથા દુઃખમાં વફાદાર બાળક પોતાનાં માબાપ તથા સગાંઓની કાળજી રાખે છે, તેમની જરૂરિયાતો પ્રેમથી પુરી પાડે છે. અને તેમના ઘડપણથી ઉપજતી મનની તથા તનની નબળાઇથી નીપજતું દુઃખ ધૈર્યથી સહન કરે છે. વફાદાર ધણીધણીઆણી એક બીજા પર પૂરો વિશ્વાસ રાખે છે અને તેઓ જેટલી છૂપી બાબતો એક બીજાની જાણતાં હોય છે તેટલી બીજા કોઇને જાણવા દેતાં નથી. કુટુંબ સાંકડા વિચારનું તથા એકલવાસી હોય છે એમ તો નહિ, પણ ધણીધણીઆણી બન્નેને મિત્રો, કાર્યો અને લાગણીઓ જૂદાં જૂદાં હોવાં જોઇએ. દરેકે બીજાનું જીવન વિકસાવવા, આનંદિત કરવામાં અને સુખી કરવામાં બનતા પ્રયત્નો કરવાને આનંદ માનવો જોઇએ. ઘરમાં પરસ્પર અદેખાઇ દાખલ કરવી તે નાશકારક ઝેર જેવી છે. અદેખાઇથી પરણેલી જીંદગીના સુખ તથા શાંતિનો તરતજ નાશ થાય છે.

ધણીધણીઆણીના સંબંધ આગળ બીજા બધા સંબંધ ઉતરતા ગણવા જોઇએ. પરણેલા મનુષ્યે પોતાની સ્ત્રી યા સ્ત્રીએ પોતાના ધણી સાથે એકરૂપ થવું જોઇએ, સંપૂર્ણ પ્રેમમાં અને પરસ્પરની ગુપ્ત વાતોમાં કાંઇ પણ જુદાઇ હોવી જોઇએ નહિ, અને એવું એકલવાયું જીવન ન રાખવું જોઇએ. જ્યાં આવો પરસ્પર પ્રત્યે વફાદારીનો શુદ્ધ ભાવ રાખવામાં આવે છે ત્યાં બીજાં પુરૂષો તથા સ્ત્રીઓ સાથે વધારે છુટ લેવામાં કાંઇ પણ બાધ દેખાતો નથી. આમ સંપૂર્ણ પ્રેમ શિવાય બીજા કશાથી થઇ શકતું નથી. જ્યાં પૂર્ણ પ્રેમ હોય ત્યાં તે સહેલાઇથી અને અવશ્ય થઇ શકે છે.

## બદલો.

કુટુંબ તરફની વફાદારી ઘરનું રક્ષણ કરે છે ને તેને નિભાવી રાખે છે. ઘર એ એવું સ્થળ છે કે જ્યાં આપણે આરામ પામીએ છીએ, જ્યાં આપણે નવરાશ મેળવી શકીએ છીએ, જ્યાં પરસ્પર પૂરેપૂરો વિશ્વાસ રાખી શકીએ છીએ. ત્યાં આપણે સંપૂર્ણ રીતે સાદા, સંપૂર્ણ રીતે સ્વાભાવિક, સંપૂર્ણ રીતે નિખાલસ હૃદયના, આપણે જેવા ખરેખરા છીએ તેવા દેખાઇએ છીએ અને ત્યાં સંપૂર્ણ શાંતિ તથા પ્રેમ ઉત્તમ રીતે વસે છે. જોન રસ્કીન નામનો મહાન લેખક કહે છે કે "ઘર

એવુંજ હોવું જોઇએ કે જ્યાં શાંતિનું સ્થળ છે; દરેક જાતના નુકશાન, ભય, સંકટ, તથા જુદાઇથી બચવાનો આશ્રમ તે ઘર છે. જો કોઇ ઘર આવું નથી તો તે ઘર નથી. બાહ્ય જીવનની આપત્તિઓ જો તેમાં પ્રવેશ કરે અને તેમાં બહારના અપ્રેમ, અશાંતિ વગેરે દાખલ થવા પામે તો તે ઘર રહેતું નથી; પછી તો તે ફક્ત બહારનું જીવનજ છે કે જે ઉપર છાપરૂં બાંધ્યું હોય ને તેમાં ચુલો ગોઠવ્યો હોય. પણ જો તે પવિત્ર સ્થળ હોય, કુટુંબના મંદિરરૂપ હોય, ઘરના દેવોનું નિવાસસ્થાન હોય કે જેનો સમક્ષ પ્રેમ ન કરવા લાયક વ્યક્તિ આવી શકેજ નહિ, તો તે ઘર ખરેખરૂં ઘર છે. તે એવું કે તોફાની સમુદ્રમાં જેમ ખડક અડગ રહે છે તેમ તે કદી પણ ડગતું નથી અને તે ઘર નામને સંપૂર્ણ રીતે દર્શાવનાર તથા તેને માટે માન ઉત્પન્ન કરાવનાર નિવડે છે."

## પરીક્ષણ.

જ્યારે મનુષ્ય પોતાના ઘરમાં દાખલ થાય છે ત્યારે તેણે **પોતાને ભૂલી જવું જોઈએ.** યુવાવસ્થા અને લગ્નની વચ્ચેનો વખત તે સ્વતંત્રતાનો વખત છે. આ વખતમાં યુવક તથા યુવતિ પોતાનાં દરેક કામો પોતાને કબજે કરવા શીખે છે, પોતાના માર્ગ પસંદ કરે છે અને પોતાને જે સારૂં લાગે તે તેના પરીણામની જોખમદારી પોતાને માથે લઈ કરે છે. આવી સ્વતંત્રતા આ જીંદગીની કીમતી સુધારક છે. તે મનુષ્યમાં બળ તથા સ્વાશ્રય કેળવે છે, જીંદગીની મુસ્કેલીઓની સામે કેમ થવું તથા દુનિયામાં કેમ રહેવું તે તેને શિખવે છે, તેને પોતાનાં માબાપે તેના પર કરેલ ઉપકારોનું ભાન હોય છે ને પોતાનું ઘર થાય તો કેવી રીતે વર્તવું તેના વિચારો આવે છે. જે પુરૂષ યા સ્ત્રીને પોતે શું કરી શકે છે તેનું જ્ઞાન નથી, જગતમાં પોતાનો માર્ગ કેમ કાઢવો તે આવડતું નથી, તેઓ પોતાને માટે બીજાઓથી શું શું કરવામાં આવ્યું હોય છે તેની કદર કરી શકતા નથી.

ઘણા જુલમગાર ધણીઓ તથા ઘણી લડાક સ્ત્રીઓને જો એકાદ વરસ એકલા રહેવું પડે ને હાડમારીઓ વેઠવી પડે તોજ ભાન આવે છે કે તેઓ કેવા ખોટા લડાઇ કરનારા તથા કૃતઘ્ન થયા હતા. સ્વતંત્રતા

તથા સ્વાશ્રય એ બે વાનાંથીજ સ્વમાન તથા પોતા પર કાબુ પ્રાપ્ત થઇ શકે છે.

તેમજ સ્વતંત્રતાની આ ટેવ ઘણાં વરસ સુધી કુંવારા રહેવાથી એટલી બધી જામી જાય છે કે જેથી પરણેલી જીંદગીમાં દુઃખકારક નીવડે છે. સ્વતંત્રતા એ લગ્ન માટે ઉત્તમ પાયો છે, પણ લગ્ન બાદ તે નુકશાનકારક છે. પોતાના હક માટે દાવો કરવો, પોતાના વિચારોને અનુસરતુંજ કરવું અને સ્વાર્થીપણું દાખવવું તે પ્રેમનો તથા કુટુંબનો નાશ કરનાર છે. જો પરસ્પર એક બીજાને પ્રેમથી બધુંજ આપવા માટે તત્પર ન હોય અને બદલો મળવાની આશા રાખવામાં આવે તો પ્રેમથી જે મિઠાશ થાય છે તેને બદલે કડવાશજ ઉત્પન્ન થાય છે, અને ત્યાં આરામ તથા શાંતિને બદલે તોફાન તથા દુઃખજ વસે છે.

## ખામીનો દોષ.

**પોતામાં સર્વસ્વને સમાવવાથી કુટુંબનો નાશ થાય છે.** કુટુંબીક જીવનમાં દાખલ થયા પછી જો કોઇ વ્યક્તિને કુટુંબની બહાર રાખનાર હોય તો તે ખામી એ છે કે પોતામાં સર્વસ્વને સમાવવાની ટેવ કે જે લાંબો વખત સુધી કુંવારા રહેવામાં ઉત્પન્ન થયેલી હોય છે. લગ્ન એ એક રીતે યજ્ઞરૂપ છે, જ્યાં મનુષ્યો કાંઇ ને કાંઇ ભોગ આપે છે. કુંવારો પુરૂષ પરણેલા પુરૂષ કરતાં પૈસા વધારે ખર્ચી શકે છે, કારણ કે પરણેલાને ઘરબાર, બૈરીછોકરાંનું પોષણ કરવાનુ હોય છે. કુંવારી સ્ત્રી તેમજ માતા તેમ કરી શકતી નથી. આવો લગ્નનો અર્થ કરવો તે સ્વાર્થીપણું છે. હલકો તથા સંકુચિત આત્મા આવો વિચાર કરી શકે. બીજાં પણ ઘણાં ઉમદા કારણો હોય છે કે જે માટે મનુષ્યે અથવા સ્ત્રીએ કુંવારા રહેવું પડે. ખરા પ્રેમ શિવાય બીજા કોઇ પણ કારણસર ન પરણવું તે ફરજ છે. લગ્ન એ દરેક પુરૂષ તથા સ્ત્રીને માટે ઇચ્છવા જોગ સ્થિતિ હોવી જોઇએ. સ્વાર્થના કારણસર લગ્ન કરવા ના પાડવી, અથવા સ્વાર્થને ખાતર લગ્ન કરવાં અને પછી પોતાના સ્વાર્થીપણાને વળગી રહેવું તેથી પરસ્પર જે પ્રેમ જોઇએ તે તથા ખરો સંબંધ બંધાતો નથી, અને તે તો મનુષ્યસ્વભાવની વિરૂદ્ધનું મોટું પાપ છે ને જનસમાજના ખાસ અગત્યના આશ્રમનું ખંડન કરવા જેવું છે.

જે બાળક પોતાનાં માબાપની ઇચ્છા વિરૂદ્ધ પોતાનીજ ઇચ્છાનુસાર વર્તે છે, જે માતા પોતાના બાળકને મરજી પડે તેમ વર્તવાને રખડવા દે છે, જે પુરૂષ પોતાના કુટુંબને છોડી કલબમાં તથા મોજમઝાના સ્થળમાં દરેક રાત્રે જાય છે, જે સ્ત્રી વસ્ત્રાભુષણો માટે પૈસો એટલો બધો ખર્ચે છે કે જેથી તેના ધણીને સખત કામ કરવું પડે ને ચિંતા રાખવી પડે ને પોતાના બચ્ચાંની પુરેપુરી કાળજી ન લઇ શકતી હોય: તે બધાં કુટુંબને નુકશાન કરનારાં ને ઘરનો નાશ કરનારાં છે.

## અતિશયોક્તિનો દોષ.

**આપણા પોતાપણાનો બિલકુલ નાશ કરવાથી કુટુંબનું આપણે જે ભલું કરી શકીએ તે કરી શકતા નથી.** જે માણસ પોતાને ગુલામ બનાવે છે, પોતાના બળ કરતાં પણ વધારે કામ કરે છે; પોતાને જોઇતો આરામ તથા આનંદ આપતો નથી; તે જલદી ઘરડો થઇ જાય છે. પોતાના કુટુંબ માટે દ્રવ્ય કે પદવી પ્રાપ્ત કરવામાં તે જગતના બીજા મનુષ્યોના સહવાસથી વેગળો રહે છે. જે સ્ત્રી ઘણીજ વહેલી ઉઠીને રાતના મોડે સુધી કામ કર્યાંજ કરે છે; પોતાનાં ગાયનો ભૂલી જાય છે, પોતાની પ્રિય ચોપડીઓ વિસરી જાય છે, મિત્રો તથા સમાજને તજી દે છે, ફીકરવાળી તથા ચિન્તાતુર બને છે કે તેનાં છોકરાછોકરીઓને તે કેવી રીતે મોટાં કરશે, શું ભણાવશે અને જીવનમાં કેવી રીતે દાખલ કરી શકશે. આમ કરનાર મોટી ભુલ ખાય છે. બાળકોને જગતનાં વાનાં પુરાં પાડવાની તેમની ફીકરમાં તેઓ બાળકોને ખાસ અગત્યનાં તંદુરસ્તી, સુખી, આનંદી, ચિત્તાકર્ષક અને ઉત્સાહી માબાપોની ખોટ પાડે છે. પોતાને માટે તેમજ પોતાનાં બાળકોને ખાતર માબાપે સૌથી વધારે આનંદી, હસમુખા, ડાહ્યા તથા યોગ્ય થવું જોઇએ.

## શિક્ષા.

**આપણે કોઇને માટે કાળજી કરતા ન હોઇએ અથવા કોઇ આપણે માટે ખાસ કાળજી કરનાર ન હોય; એવું એકે સ્થળ ન હોય કે જ્યાં બહારના હુમલાથી રક્ષણ મળી શકે અને અંતરની નિરાશામાં શાંતિ મળી શકે; એવું ન બને કે આપણે આપણા**

પોતાનો ભોગ આપી યોગ્ય જીવનમાં પ્રવેશ કરી ન શકીએ, બીજા જીવનો સાથે ફક્ત બહારનો સંબંધ હોય ! તો તે પુરૂષ યા સ્ત્રીનું દિલગીરીભરેલું એકલવાયું જીવન છે કે જે એક બીજાની સાથે જોડાવાની ના પાડવાથી ઉત્પન્ન થાય છે.

કોઇ મનુષ્ય કે સ્ત્રી ખાસ ઉમદા આશયને લીધે આમ એકલવાયું જીવન પસંદ કરે તો તે સહન કરી શકાય છે. પણ જે સ્ત્રી કે પુરૂષ મગરૂરીથી એવું જીવન પસંદ કરે છે એવી કલ્પનાથી કે તેથી છુટાપણું તથા સ્વતંત્રતા મળી શકે છે તો તેને સંતોષ મળવો મુસ્કેલ છે. થૉમસ કારલાઇલ નામનો મહાન લેખક એક બીજાના પ્રેમી સંગમાં રહેવાથી થતા આનંદ વિષે કહે છે કે "તે સુંદર ને મનુષ્યને સ્વાભાવિક છે, માણસનું તે વગર જીવન નથી અને તે કદી પણ કોઇ સ્થળે સંતોષી રહી શકતો નથી. એકલા રહેવું તે માણસને માટે ઘણુંજ દુઃખકારક છે. દુનીઆને તજવી અને એકલા થવું, દુનીઆને પારકી ગણવી અને આપણી પોતાની નહિ, બધાજ આપણા શત્રુ, એકે આપણું ઘર નહિ, આપણે કોઇ નહિ; આ બહુજ ભયંકર મોહ છે, ખરેખર તે શેતાનિયત છે. આપણું કોઇ મોટું નહિ, કોઇ નાનું નહિ, બરાબરીયું નહિ કે આપણી સાથે જોડાયલું નહિ. બાપ વગરનો, બાળક વગરનો, ભાઇ વગરનો ! આથી વધારે દલગીરી-ભરેલું મનુષ્યનું જીવન હોઈ શકેજ નહિ."

---

## પ્રકરણ ૧૮.

## સ્ત્રી-પુરૂષ-સંબંધ (જાતિ).

કુટુંબ તથા તેને લગતી બાબતો વિષે વિચાર કરીએ ત્યારે સ્ત્રી-પુરૂષના સંબંધનો વિચાર સહજ કરવા લાગીએ છીએ, અને તે સંબંધ-નો અર્થ શું છે અને તેનો ઉદ્દેશ શું છે એ બાબતોનો વિચાર કરીએ છીએ. કુટુંબમાં તે દેખાઇ આવે છે. બાપ તથા મા, પુત્ર તથા પુત્રી, ભાઇ તથા બહેન કુટુંબમાં હોય છે. સ્ત્રીવર્ગ તથા પુરૂષવર્ગનો તફાવત તરતજ દેખાઇ આવે છે. કદમાં, દેખવમાં, સ્વરૂપમાં તેમજ ઇંદ્રીઓમાં ફેરફાર હોય છે તેટલુંજ નહિ પણ માનસિક ચારિત્રમાં પણ

ફેરફાર દેખાય છે. ઇંદ્રીઓમાં કાંઇજ ખરાબ નથી, તેના કરતાં વધારે પવિત્ર તથા પ્રભુથી ઉત્પન્ન કરાયેલ કાંઇજ નથી. આ ઇંદ્રીઓના તફાવતથી મનુષ્યજાતિ સરખા હિસ્સામાં વહેંચાઇ જાય છે, તેટલુંજ નહિ પણ આપણને ઉત્પત્તિના પુસ્તકના ૧લા અધ્યાયની ૨૬-૨૭ કલમોને યાદ દેવડાવે છે: "અને દેવે કહ્યું કે, આપણે પોતાના સ્વરૂપ તથા પ્રતિમા પ્રમાણે માણસને બનાવીએ; ને તેઓ સમુદ્રનાં માછલાં પર, તથા આકાશનાં પક્ષીઓ પર, તથા ગ્રામ્ય પશુઓ પર તથા આખી પૃથ્વી પર તથા પૃથ્વી પર પેટે ચાલનારાં સઘળાં પ્રાણીઓ પર અમલ ચલાવે. એમ દેવે પોતાના સ્વરૂપ પ્રમાણે માણસને ઉત્પન્ન કીધું, દેવના સ્વરૂપ પ્રમાણે તેને ઉત્પન્ન કીધું, તેણે તેઓને નરનારી ઉત્પન્ન કીધાં."

જો જુદી જુદી ઇંદ્રીઓ ન હોય તો કુટુંબ થાયજ નહિ. મનુષ્યજાતિના પ્રેમનાં ઉંચ સ્વરૂપ ઇંદ્રીઓને આધારે છે. ઇંદ્રીઓ વિના સ્ત્રીપુરૂષના લગનનો પ્રેમ થાતજ નહિ. એ અજાયબ પ્રેમ માટે ઇસુએ ઉત્પત્તિ ૨ ; ૨૪ ના શબ્દો કહ્યા હતા. "શું તમે એ નથી વાંચ્યું કે, જેણે આરંભથી તેઓને ઉત્પન્ન કીધાં તેણે તેઓને નરનારી ઉત્પન્ન કીધાં, ને કહ્યું કે તે કારણને લીધે માણસ પોતાનાં માબાપને મુકશે, ને પોતાની બાયડીને વળગી રહેશે ને તે બન્ને એક દેહ થશે" (જુઓ માત્થી ૧૯; ૪-૬). સ્ત્રી-પુરૂપનો જાતિભેદ ન હોય તો જગતમાં માબાપનો પ્રેમ, બહાદુરી, ભાઇનો બહેન માટે રક્ષણ કરનાર પ્રેમ તથા બહેનનો ભાઇ માટેનો માતૃવત્ રક્ષક પ્રેમ હોતજ નહિ. ઇંદ્રીઓની બાબત વ્યક્તિને, સમાજને તથા રાજ્યને સરખી લાગુ પડે છે. આપણે તેનાથી છટકી શકતા નથી, આપણે તેમને જાણવી જોઇએ અને તેના ભેદ સમજવા જોઇએ.

## ફરજ.

મનુષ્યજાતિ હરહમેશ રહે તેટલા માટે તેની ઉત્પત્તિ કરવાની આવશ્યક્તા છે. પ્રભુની આજ્ઞા એવી હતી કે ફળવંત થાઓ, વધો અને પૃથ્વીને ભરી દો. ઇંદ્રીઓનું આકર્ષણ બળવાન હોય છે અને તેની લાગણીઓ ભારે અસરકારક હોય છે. જો તેમ ન હોત તો સ્વાર્થને લીધે યુવકો કુંવારાજ રહેત અને પરણેલા બાળકો વગરના રહેત. જો મનુષ્યની માબાપ થવાની તિવ્ર ઇચ્છા, જે ઇંદ્રીઓના આકર્ષણથી થાય

છે, તે ન હોય તો ઘરમાં બચ્ચાંથી ઉત્પન્ન થતી જવાબદારી તથા ખર્ચનો બોજો વહોરવા કોણ તૈયાર થાય ?

પશુઓમાં ઇંદ્રીઓનું કાર્ય ફક્ત ઉત્પત્તિ કરવાનુંજ દેખાય છે, પણ મનુષ્યજાતિમાં તો તે ઉપરાંત તથા સામાજીક ઉચ્ચ ભાવના રહેલી છે કે જેના પરીણામે મનુષ્યમાં પ્રેમ તથા કુટુંબની ઉત્પત્તિ થાય છે. જો મનુષ્યજાતિમાં ફક્ત ઉત્પત્તિનીજ ભાવના હોત તો કુટુંબની કાંઇજ જરૂર નથી. એકલીજ ઉત્પત્તિ કરી શકાત, પણ કુટુંબ તથા કૌટુંબિક સંબંધ વગર બાળકોને ઉછેરવાનું કામ લગભગ અશકય માલૂમ પડત. એને લીધેજ સ્ત્રીપુરૂષોમાં, કુટુંબમાં તેમજ કુટુંબ બહાર પ્રેમ તથા પરસ્પરને માટે કાળજી દેખાય છે. પુરૂષ તથા છોકરામાં સ્ત્રીઓનું રક્ષણ કરવાનો જુસ્સો દેખાય છે અને સ્ત્રીઓ તથા છોકરીઓમાં નમ્ર અને આત્મિક મૈત્રી રાખવાનો ભાવ દેખાય છે.

માટે મનુષ્યની એ ફરજ છે કે લગન કરીને કુટુંબની ઉત્પત્તિ કરવી અને માતપિતા બનવું તથા કુટુંબની બહાર ઇંદ્રીઓના સંબંધમાં પવિત્ર તથા નિર્મળ સંબંધ રાખવો તેમજ પરસ્પર એક બીજાને મદદ આપવી અને ઉપયોગી થવું જોઇએ.

## સદ્ગુણ.

ઇંદ્રીઓને લગતા દરેક સંબંધમાં પવિત્રતા એ આપણું સુત્ર હોવું જોઇએ. આપણે એ તો ભુલીજ જવું જોઇએ કે ઇંદ્રીઓના સંબંધ અધમ, ધિક્કારવાયોગ્ય અને અપવિત્ર હોય છે. આપણે તે સંબંધમાં પ્રભુની અનુપમ કુદરતી રચનાનાં પગથીઆં જોઇ શકીએ છીએ.

પવિત્રતાનો અર્થ ઇંદ્રીઓનો શારીરિક સંબંધ લગ્ન અને પ્રેમ-દ્વારાજ કરવો તે છે. ઘણોખરો દેખાતો પ્રેમ તે કાંઇ પ્રેમ નથી પણ ક્ષણિક મોહ છે કે જે સુંદર ચહેરો જોવાથી કે સારી આકૃતિ જોવાથી ઇંદ્રીઓને ઉશ્કેરે છે. આને લઇને ઇંદ્રીઓનો સંબંધ કરવો તે વાજબી નથી. લગ્ન વગર તેમ કરવું તે છીનાળું કહેવાય છે અને લગ્નમાં પ્રેમ વગર તેમ કરવું તે શારીરિક ઇચ્છાને તૃપ્ત કરવામાં ઘાતકીપણું ગુજારવા જેવું છે અને તે છાકટાપણા જેટલું અધમ છે.

ઈંદ્રીય સંબંધી બાબતમાં વિચાર અને મનોવૃત્તિ પર અસર થાય છે. ઇસુએ કહ્યું છે કે કોઇના તરફ વિષયી દૃષ્ટિ કરવી તે છીનાળું કરવા બરાબર છે.

પુરૂષોએ સ્ત્રી પ્રત્યે અને સ્ત્રીઓએ પુરૂષ પ્રત્યે રાખવી જોઈતી મનોવૃત્તિથી પવિત્ર રહી શકાય છે તે ઉપરાંત દરેકે પોતપોતાની ઈંદ્રીયો પ્રત્યે પણ તેવીજ મનોવૃત્તિ રાખવી જોઇએ. ઈંદ્રીયોને કે તેમની ઇચ્છાને ભુલી જવામાં કાંઇ પવિત્રતાનો સમાવેશ થતો નથી, પણ તેમનો ખરો ઉપયોગ સમજવામાં અને તેમનો ડહાપણભરેલી રીતે નિગ્રહ કરવામાં પવિત્રતાનો સમાવેશ થાય છે.

## બદલો.

પવિત્ર જીંદગી ગાળનારને માનસિક તથા શારીરિક આરોગ્ય પ્રાપ્ત થાય છે તે ઉપરાંત સ્વમાન તથા સંતોષ રહે છે. કુટુંબમાં જે પવિત્ર હોય છે તેને બધા વ્હાય છે અને તેને માટે માન ધરાવે છે, અને મિત્રો તથા ઓળખીતાઓ તેને માન આપે છે અને તેના પર ભરોસો રાખે છે. જો એમ કહીએ કે પવિત્રતાથી પૂરેપૂરા તંદુરસ્ત રહેવાય છે તો તે ખરૂં નથી, કારણ કે ઘણાં દરદો એવાં છે કે ઇંદ્રીયોના સંબંધને લીધે થતાં નથી, તો પણ પવિત્રતાથી ભયંકર તથા નામોશીભરેલા ગુપ્ત દરદો થતાં નથી. એવાં દરદો ઈંદ્રીઓનો અનિયમિત ઉપયોગ કરવાથી કે માબાપના દોષને લીધે કે પોતાના ધણી કે વહુના દરદથીજ થાય છે.

પવિત્ર જીંદગીનો કુટુંબમાં બદલો એ મળે છે કે આરોગ્યવાન છોકરાં જન્મે છે અને સમાજમાં મોભો પામે છે. "જે હૃદયની શુદ્ધતા ચાહે છે, તેની બોલવાની ખુબીને લીધે રાજા તેનો મિત્ર થશે" (દૃષ્ટાં ૨૨; ૧૧).

## પરીક્ષણ.

પશુઓ ઇંદ્રીઓને અમુક લાગણીથી વશ રાખી શકે છે, પણ મનુષ્યોને તો પોતાની અક્કલ પ્રમાણે વર્તવાની પસંદગી આપવામાં આવે છે. આથી પરીક્ષણ એ થાય છે કે અપવિત્ર વિચારો, કલ્પનાઓ તથા વાતચીત, હસ્તદોષ તથા છીનાળું કરવા માણસ લલચાય છે.

વીલીઅમ બાવરન ફેરબશ કહે છે; "પ્રથમ લાલચ તો એથી ઉપજે છે કે ઇંદ્રીય સંબંધી જ્ઞાન અપવિત્ર તથા અપૂર્ણ રીતે મળે છે. તે જ્ઞાન જાણે ગુપ્ત જ્ઞાન ન હોય તેમ ચોરીને ખાધેલ મીઠાઇની જેમ ઉપયોગમાં લેવાય છે અને તેથી ઉમ્મર વધતાં ઇંદ્રીઓને ઇચ્છા ઉત્પન્ન થાય છે. આ લાલચને મારી હઠાવવા માટે તેમાં જે કાંઇ ભેદ રહેલો હોય તે કાઢી નાખવો જોઈએ અને તેને ખરા રૂપમાં પ્રગટ કરવી જોઇએ. જેમ જેમ જરૂર પડે તેમ તેમ ઇંદ્રીઓને લગતું જ્ઞાન ખરેખરૂં અને ખુલ્લા રૂપમાં સમજાવવું જોઇએ; અને તેમ કરવામાં શરીરના જુદા જુદા અવયવોને દર્શાવવા તેમજ તેમના ઉપયોગના પવિત્રપણાને ભાર દઇ સમજાવવું, માતૃત્વના ભોગો તથા ભવિષ્યમાં માતપિતા થવા માટે કેવા સારા શરીરની આવશ્યકતા છે કે જેથી બાળકના અપવિત્ર તથા મલીન વિચારોનો નાશ થાય અને તેનામાં માનસિક શુદ્ધતા ઉત્પન્ન થાય વગેરે વાતો સમજાવવી જોઇએ. હસ્તદોષથી થતાં નુકશાન શારીરિક શાસ્ત્રને આધારે સમજાવવાં જોઇએ અને તેથી યુવકનાં જ્ઞાનતંતુ, સહનશીળતા અને બળનો કેવો નાશ થાય છે તે સમજાવવું જોઈએ."

છીનાળાનાં પરીણામ તો જાણીતાં છે અને તેથી તે માટે ખાસ વિવેચનની જરૂર નથી. ફક્ત એટલુંજ બસ છે કે જેઓ એવું કહે છે કે બ્રહ્મચર્ય પાળવાથી નુકશાન થાય છે તેઓ અજ્ઞાન છે અને સારામાં સારા વૈદ્યકિય મતની વિરૂદ્ધમાં છે.

## ખામીનો દોષ.

ખામીનો દોષ એ એવો ઢોંગ છે કે જે એમ માને છે કે ઇંદ્રીયને લગતી સર્વ બાબતો અશુદ્ધ છે. આ બધી બાબતો વિષે વાતચીત કરતી વેળા કે પછી તેમનો ઉપયોગ કરતી વેળા વિનય રાખવાની જરૂર છે, તો પણ ખોટો વિનય પણ રાખવામાં આવે છે. આવા ભયની અતિશયોક્તિને લીધે સ્ત્રીપુરૂષોને જૂદાં કરવામાં આવે છે. હિંદમા ચાલતી જનાનાની પડદાની રીત તે માનસિક અંકુશને બદલે બાહ્ય અંકુશરૂપ છે. એવા ખોટા વિનયથી એક જાતિ બીજી જાતિના સામાજીક સહવાસમાં આવતી નથી, અને ખરો પ્રેમ ઉત્પન્ન થાય તે માટે જે ઓળખાણ તથા તક મળવી જોઇએ તે તેથી મળતી નથી.

## અતિશયોક્તિનો દોષ.

વિષયાસક્તિ તે એક મહાન પાપ છે. વિષયીની નજરમાં ઈંદ્રીય સુખ અને ઇચ્છાજ દેખાય છે. આવી સ્થિતિમાં ખરો પ્રેમ બનવો અશકય છે. આથી મનુષ્ય પશુ કરતાં પણ હલકી સ્થિતિમાં જાય છે. પશુઓમાં નર તે માદાની ઇચ્છાને અનુસરીને ક્રિડા કરે છે. મનુષ્ય સ્રીને વાપરે છે ને તેનો દૂર ઉપયોગ કરે છે. પશુઓમાં માદા નરને એટલા માટે બોલાવે છે કે તેણી માતા થઇ શકે. પણ વિષયી સ્રી તો પોતાનીજ ઇચ્છા પરિપૂર્ણ કરવા માટે તેમ કરે છે. ઈંદ્રીય સંબંધી પોતાના પુસ્તકમાં બીગલો સાહેબ લખે છે કે "એકજ લગ્ન કરવાની રૂઢીમાં ઈંદ્રીઓનો સંબંધ કાયદાથી કે ધર્મથી વિરૂદ્ધ નથી તો પણ તે જેવો જોઇએ તેવો ઘણી વખત ઉમદા હોતો નથી. જો તે અનીતિવાળો હોય, અનારોગ્ય હોય, કે પછી અકુદરતી હોય. જો તે પરસ્પર પ્રેમ વગરનો હોય તો તે અનીતિવાળો છે; જો તે આરોગ્ય વધારનાર તથા સંચીત કરનાર ન હોય તો તે અનારોગ્ય છે; જો તે કુદરત તથા જીવનના સૌંદર્યનું પ્રતિબિંબ પાડનાર ન હોય તો તે અકુદરતી છે." આમાં હું એટલું ઉમેરીશ કે ઈંદ્રીય સંબંધી નિયમોનો ભંગ લગ્ન વગર જેટલો થાય છે તેટલો લગ્નથી કરવામાં આવેલ છે. એવા ઘણા છે કે જેઓ લગ્ન પહેલાં બ્રહ્મચર્ય પાળવાના હિમાયતી હતા પણ લગ્ન પછી વિષયાસક્ત થઇ ગએલા છે, અને ઘણુંખરૂં એ પણ સત્ય છે કે આવો દૂરઉપયોગ પરસ્પરની મરજીથી કરવામાં આવે છે. પણ આથી એમ બને છે કે તંદુરસ્તીને નુકશાન પહોંચીને પરસ્પરના પ્રેમ તથા માનમાં ઘટાડો થાય છે. તેમ કરનારાઓ જાણ્યેઅજાણ્યે કુદરતના નિયમોનો ભંગ કરે છે.

એ પણ યાદ રાખવું જોઇએ કે ઈંદ્રીઓનો મુખ્ય ઉદ્દેશ ઉત્પત્તિ છે તો પણ બચ્ચાંની સંખ્યા માટેનોજ ખ્યાલ રાખવો ન જોઇએ. માતાની તંદુરસ્તીનો વિચાર કરવો જોઇએ; એ ખરૂં છે કે માતા થવાનું જોખમ પરણેલી સ્રીએ ખેડવુંજ જોઇએ તો પણ જો તેણીની શારીરિક સ્થિતી સારી ન હોય તો માતા થવાની ફરજ તેને પાડવી ન જોઇએ. ઘણી સ્રીઓને ઘણ તરફથી વધારે છોકરાં માટે આવી ફરજ પાડવામાં આવે છે.

ઇંદ્રીઓનો અતિશય ઉપયોગ વિચાર તથા ઇચ્છામાં રહેલો હોય છે. મલિનતા આત્મિક તથા દૈહિક હોય છે. દૈહિક કાર્યો જેવાંજ માનસિક ચિત્રો પણ પાપી તથા નુકશાનકારક હોય છે. ઇસુ યાદ દેવડાવે છે કે દુષ્ટ ભાવનાવાળી નજરમાં પણ છીનાળું હોય છે.

આ બધાંનું તાત્પર્ય એ છે કે ભુંડી કલ્પનાઓ, વાતચીત, વાંચન તથા દિલને ઉશ્કેરનાર ચોપડીઓ તે બધાં ભુંડાં કૃત્યો છે. ઇંદ્રીઓનો લગ્ન બહારનો સમાગમ તે અનીતિભરેલ છે. વેશ્યાપણું તે ખરેખર દુર્ગુણી છે. તે સામાજીક તેમજ વ્યક્તિગત્ પાપ છે અને તેથી ઘણા ગુપ્ત તથા ભયંકર રોગો ઉભરે છે અને વધે છે. તે કુટુંબનો નાશ કરનાર તથા ભવિષ્યમાં થનાર પ્રજાને લુંટનાર છે. પરસ્પર પ્રેમના નિયમનો કે આરોગ્યના નિયમનો ભંગ કરનાર લગ્નમાં ઇંદ્રીયસંબંધ પાપરૂપ લેખાય છે.

## શિક્ષા.

ઇંદ્રીયનાં પાપોની સજા વ્યક્તિગત્ તથા સામાજીક છે. અપવિત્ર જીંદગીથી આત્મિક કડવાશ, માનસિક તથા દૈહિક દુઃખ, નિર્માલ્ય તથા દરદવાળાં બાળકો, દુઃખી તથા ભાંગેલાં કુટુંબો, છુટા છેડા, અને વિષમય થએલ સામાજીક સ્થિતિ ઉત્પન્ન થાય છે.

અજ્ઞાનતાના ભોગ થઇ પડેલ યુવકોને વારંવાર એમ માલમ પડે છે કે તેઓએ પોતાને હાથેજ પોતાનું આરોગ્ય બગાડી નાખ્યું હોય છે અને મનની શાંતિનો નાશ કર્યો હોય છે, ને તેમાં વળી ઉંટવૈદ્યોની જાહેર ખબરો વાંચી તેમનાં મન ભયભીત થઇ ગએલાં હોય છે. આવા માણસોએ યાદ રાખવું જોઇએ કે અતિશય સર્વ વર્જીત્ તોપણ તેનો ઇલાજ તેમના પોતામાંજ હોય છે. જો કોઇ વૈદ્યની સલાહ લેવી પડે તો તે પ્રેમી તથા ભરોસાપાત્ર હોવો જોઇએ.

લગનમાં ઇંદ્રીઓનો અતિશય સંબંધ રાખવાથી તબીઅત બગડે છે, નબળાં બચ્ચાં જન્મે છે, પ્રેમ નાશ પામે છે, અને ઘણી વાર તો છેવટે કુટુંબનો નાશ થાય છે. છીનાળું કરનાર પ્રથમ તો પોતાનાજ મનનો ગુન્હેગાર થાય છે ને પછીથી પોતાના સાથી ભાઇઓનો ગુન્હેગાર બને

છે. વેશ્યા તે સમાજ બહારની છે અને વેશ્યાઓને લીધે દુઃખ તથા દરદ વધે છે તથા ફેલાઇ જાય છે અને આખા સમાજને લાલચ થાય છે. છીનાળવા તથા વેશ્યા માટે એક જ્ઞાની પુરૂષે લખ્યું છે કે "તારૂં હૃદય તેના માર્ગો તરફ ન વળે, તેના રસ્તાઓમાં ભટકી ન જાય. કેમકે તેણીએ ઘણાઓને ઘાયલ કરીને પાયમાલ કીધા છે; હા, તેણીથી સંહાર પામેલાઓનો કુલ સમુહ મોટી ફોજ જેવડો છે. તેનું ઘર તે શેઓલ માર્ગ છે, કે જે મૃત્યુના ઓરડામાં ઉતરી જાય છે. (દષ્ટાંત. ૭; ૨૫-૨૭), અને અપવિત્ર થએલ વિષયી માટે એમ લખેલું છે કે "તેનાં પોતાનાંજ કુકર્મો તેને પકડી લેશે અને તેનાં પાપના પાસમાં તે બંધાશે." આવાં પાપો ક્ષણિક સુખ આપે છે ખરાં, પણ તેઓ આત્માને તથા શરીરને દુઃખના બંધનરૂપ થઇ પડે છે.

---

## પ્રકરણ ૧૯.

## રાજ્ય.

કુટુંબમાંથી રાજ્ય થયું. શરૂઆતનું રાજ્ય તે મોટું થએલું કુટુંબ હતું કે જેનો પિતા વડીલ ગણાતો હતો. એકજ રાજ્યના શહેરીઓ એટલે સંબંધીઓ, પછી ભલે ખરા કે ખોટા. દરેક ઘર અથવા જાત એ એક કુટુંબ. ઘણાં ઘરો મળી જાતિઓ થઇ અને તેના મુખ્ય સરદારની તે જાતિઓવાળા પરની સત્તા જન્મથી કે વારસામાં લેવાથી તેનાં બાળકોનેજ મળતી. પુરાતન રાજ્ય આવી જાતિઓનું મળીને એક ધર્માધ્યક્ષ અને રાજાના આશરા હેઠળ થએલું કે જેને લોકોનો પિતા ગણવામાં આવતો હતો.

ગાદીપર આવવા વિષેની તકરારો, તેમજ જુલમી તથા નિર્માલ્ય માણસના આગલા રાજાના પુત્ર તરીકેના હકથી ગાદી પર આવવાથી થતા નુકશાનને લીધે માણસો પોતાપર અમલ ચલાવનારને પસંદ કરવા લાગ્યા. આજે પણ દુનિયામાં એવા દેશો છે કે જ્યાં વંશપરંપરાથી ચાલ્યા આવતા રાજાઓ રાજ્ય કરે છે, અમેરિકાનાં સંયુક્ત સંસ્થાનો જેવા દેશમાં રાજ્ય ચલાવનારને લોકો પસંદ કરે છે; અને ઇંગ્લાંડ જેવા

દેશમાં નામનો રાજા વંશપરંપરાથી ગાદી ધરાવનાર તથા ખરા રાજ્ય ચલાવનારા લોકોના પસંદ કરેલા માણસો છે.

### ફરજ.

**રાજ્યની ફરજ લોકોના જીવનને નિયમિત રીતે ગોઠવવાની** છે. માણસો એવીજ રીતે સુખે, સંપમાં તથા શાંતિમાં રહી શકે છે કે જ્યારે પોતે પોતાના હક, છુટાપણું, મિલ્કત, આબરૂ અને અભિપ્રાય માટે જેવો તે દાવો કરે છે તેવીજ રીતે બીજાના હક માટે તે માન ધરાવે. મારા હક મારા પાડોશીએ જાળવવા જોઇએ. તેના હક માટે માન ધરાવવાની મારી ફરજ છે. આવા પરસ્પરના હક તથા એક બીજા પ્રત્યેની ફરજો મનુષ્યોના સ્વભાવમાંજ ઘડાએલી હોય છે. આ શરતો જો માણસને બીજા માણસોના સહવાસમાં રહેવું હોય તો પાળવીજ જોઇએ. રાજ્યની એ ફરજ છે કે આવી ફરજોને સમજાવવી, તેને માટે નિયમ ઘડવા, તે જાહેર કરવા ને તે પ્રમાણે વર્તવાની ફરજ પાડવી. શહેરી તરીકે આપણી એ ફરજ છે કે રાજ્યને બધા જરૂરી કાયદા ઘડાવામાં મદદ કરવી; એમ જોવું કે તે કાયદાઓનો અમલ નિષ્પક્ષપાતી તથા બરાબર રીતે કરવામાં આવે છે, તે કાયદાઓને આપણે જાતેજ માન આપવું; રાજ્ય ચલાવવા માટે જોઇતાં નાણાંમાં આપણો ફાળો આપવો અને જ્યારે જરૂર પડે ત્યારે રાજ્યના રક્ષણ માટે લશ્કરી સેવા બજાવી અંગત મદદ કરવી. મિલ્કતનું રક્ષણ, ઘરની પવિત્રતા, વિદ્યાભ્યાસ માટે સાધનો, યોગ્ય આશ્રમોનો નિભાવ, શાંતિના આશીર્વાદો, ખુનામરકીથી બચાવ; એ બધાને માટે આપણે રાજ્યના આભારી છીએ. હવે જ્યારે રાજ્યના કાયદા બધા મનુષ્યના ભલા માટે છે ને તેથી આપણા પણ ભલા માટે છે માટે આપણા તન, મન તથા સર્વસ્વથી ને જરૂર પડે તો પ્રાણ આપીને પણ નિભાવી રાખવા જોઇએ. જો માણસને બે પસંદગી આપવામાં આવે; એકમાં તો થોડો વખતજ જીવવાનું છે, જેમાં ઉત્તમ રીતે દેશની સેવા કરવાની છે ને બીજું લાંબો વખત જીવવાનું; પણ તેમાં દેશનો દ્રોહ કરવાનો છે તો કોઇ પણ બહાદુર માણસ પહેલું પદ પસંદ કર્યાં વગર રહેશે નહિ. લડાઇ, તથા બળવા વખતે દરેક જમાનામાં તથા દરેક દેશમાં આ પસંદગી મનુષ્યને આપવામાં આવે છે; અને

હરહમેશ સારો ભાગ લેવા માટે મનુષ્યોની તત્પરતા જણાઇ આવી છે; દેશને માટે મરણ, દેશથી દૂર રહેવા કરતાં સારૂં છે. સોક્રેટસ નામના મહાન પુરૂષને દેશના કાયદાઓ માટે એટલું બધું માન હતું કે જ્યારે તેને અન્યાયથી સજા ફરમાવવામાં આવી હતી અને તેને નાસી જવાની એક તક મળી ત્યારે તેણે સાફ ના પાડીને કહ્યું કે "જે દેશના કાયદા મુજબ મને સજા ફરમાવવામાં આવી છે તે કાયદાને આધિન થવાની મારી ફરજ છે" કારણ કે તેના રક્ષણ નીચે તે વખત સુધી તે રહેતો હતો. જે મિત્ર તેને નાસી જવા લલચાવ્યો હતો તેને ઉત્તર દેતાં તેણે એવી રીતે કહ્યું કે જાણે કાયદાઓ એમ કહેતા હોય કે "આપણો દેશ માબાપ કરતાં પણ વધારે કિમ્મતનો, ઉંચો તથા પવિત્ર છે. જ્યારે આપણને તે સજા કરે છે પછી ભલે તે કેદની હોય કે ફટકા મારવાની હોય તો તે આપણે ચુપકીથી સહન કરવી જોઇએ, જો તે આપણને લડાઈમાં જખમો ખાવાને મોકલે, મરવા મોકલે તો ત્યાં જવું તે વાજબી છે; કોઇએ તાબે થવું નહિ, પાછા હઠવું નહિ અથવા પોતાની જગ્યા છોડવી નહિ, પછી ભલે તે લડાઈમાં હોય, અદાલતમાં હોય કે કોઇ પણ બીજે સ્થળે હોય, તેણે તો ફક્ત પોતાનો દેશ કે શહેર જે ફરમાવે તેજ કરવું; અથવા તો તેણે તેમના વિચારોમાં ફેરફાર કરવા પ્રયાસ કરવો જોઇએ; અને જેમ તે પોતાનાં માબાપની સામે થતો નથી તેમ તેણે પોતાના દેશની સામે થવું નહિ." દરેક શહેરીને માથે એ ખાસ ફરજ છે કે તેણે રાજ્યના બંધારણથી જનસમાજના જીવનસુખ માટે જે જરૂરનું છે તે કરવું. દેશની સેવા કરવાનું આ કામ શહેરી તરીકે દરેક મનુષ્યને શીર છે. કોઇ પણ માણસ ખરી રીતે શહેરી થવા માગતો હોય તો તેણે આ શરતો પાળવીજ જોઇએ, અને જે માણસ ખરો શહેરી નથી તે ખરેખર મનુષ્યના નામને પણ યોગ્ય નથી.

## સદ્‌ગુણ.

**દેશ માટેનો પ્રેમ, બીજા બધા પ્રેમની જેમ પ્રેમના પાત્રને પ્રથમ અને પોતાને દ્વિતિય સ્થાનમાં મુકે છે. દરેક જાહેર કામમાં દેશસેવક એમ પુછતો નથી કે "મારે માટે સારૂં શું છે?" પણ એમ પુછે છે કે "મારા દેશને માટે સારૂં શું છે?" જેમ દેશમાં જુદે જુદે પ્રકારે**

સેવા કરી શકાય છે તેમ દેશભક્તના પણ જુદા જુદા પ્રકાર છે. લડાઇના વખતમાં દેશભક્ત ખભા ઉપર બંદુક લઇ શત્રુઓ સામે લડવા નીકળી પડે છે. ચુંટણીને વખતે તે જાહેર જગ્યામાં જ્યાં ચુંટણી માટે મત લેવાય છે ત્યાં જાય છે, ને જે માણસને તે પ્રમાણિક તથા ન્યાયી સમજતો હોય છે તેના લાભમાં મત આપે છે. જ્યારે કર નાખવામાં આવે છે ત્યારે પોતાની મિલકતનો ખરેખરો ખ્યાલ તે આપે છે અને સરકારના ખર્ચ માટેનો વાજબી ફાળો પોતે ભરે છે. જ્યારે એક પક્ષ બીજા પક્ષ કરતાં વધારે સારા માણસોને અમુક કામ માટે નીમે છે ત્યારે તે પક્ષને મત આપવાની તેની ફરજ છે, પછી ભલે પોતાનો પક્ષ તેથી વિરૂદ્ધ હોય, તોપણ પોતાના અંગત લાભને બાજુ પર મુકવો જોઇએ. દેશભક્ત બધા પક્ષને માટે માન ન હોવાથી તેમનાથી વેગળો રહેતો નથી. તે જાણે છે કે બધાં રાજ્યમંડળો પરિપૂર્ણ નથી હોતાં તેથી જે સારામાં સારો પક્ષ હોય છે તેની સાથે જોડાય છે, કારણ કે એકલો એકજ માણસ મોટાં કાર્યો કરી શકતો નથી. જેવી તેની ખાત્રી થાય કે તેનો પક્ષ વધારે ખરાબ થતો જાય છે અને દેશના હિત માટે સામેના પક્ષ કરતાં ઉતરતો થતો જાય છે ત્યારે તે પોતાનો મત બદલી નાખે છે. પદવી શોધનાર, પછવાડે રહી દોરી ચલાવનાર, અને ખરાબ રાજનીતિવાળો મનુષ્ય પોતાને પ્રથમ, અંગત મિત્રો બીજે નંબરે, પક્ષ ત્રીજે નંબરે અને દેશને ચોથે નંબરે મુકે છે. ખરેખર તો દેશ પહેલો, પક્ષ પછી, મિત્રો ત્રીજા અને સૌથી છેલ્લે પોતાને માટે નિઃસ્વાર્થી દેશભક્ત વિચાર કરે છે.

## બદલો.

દેશની સેવા બદલ આપણને એક દેશ સેવા કરવા માટે મળે છે. પશુ કરતાં ઉચ્ચ જીવનના બધા લાભો મેળવવા માટે જે આશયોને કેળવવા, જે કામો કરવાં, જે ઇચ્છાઓ ધરાવવી તે બધી રાજ્યને લીધે બની શકે છે રાજ્યમાં નિશાળો, અનાથઆશ્રમો, અદાલતો, કેદખાનાં, રસ્તાઓ, પુલ, બંદરો, કાયદાઓ, લશ્કરો, પોલીસ વગેરે રાખવામાં આવે છે કે જેથી મનુષ્ય મિલકત મેળવી શકે, ગમે ત્યાં મુસાફરી કરી શકે, આખી દુનીઆની ઉપજનો ઉપભોગ કરી શકે, બધી પ્રજાઓનાં પુસ્તકો વાંચી શકે, બધા દેશમાંની જ્ઞાનની શોધખોળોનાં

ફળ ભોગવી શકે અને આખી મનુષ્યજાતની પ્રવૃત્તિમાં તે ભાગીદાર થઇ શકે છે. મનુષ્યની આવી શક્તિથી તે સાર્વત્રિક જીવન ગાળી શકે છે, જગતનાં વિશ્વવ્યાપક સારાં વાનાંમાં ભાગ લઇ શકે છે, કે જે સુધારાનું ફળ છે. જો મનુષ્ય બધાના ભલા માટે પોતાનું હિત તજતો નથી તો સુધારો થઇ શકતોજ નથી કે જે માટે કાયદો બનાવવામાં આવેલ હોય છે ને રાજ્યની ફરજ તે કાયદો અમલમાં મુકાવવાની સત્તામાં હોય છે.

## પરીક્ષણ.

વ્યવસ્થા કરવા માટે ઘણા અમલદારો રાખવા પડે છે તથા સંસ્થા સ્થાપન કરવી પડે છે. આમાંની ઘણી જગ્યાઓ ઓછી જવાબદારીની તથા બીજે ઠેકાણે મળે તેના કરતા વધારે લાભકારક હોય છે. કેટલીક પદવીમાં માણસોને અપ્રમાણિક રીતે નફો મેળવવાની તક રહેલી હોય છે. આ કારણથીજ દેશસેવાને માટે તો નહિ પણ સહેલી નોકરી ને સારો નફો મળે, દેશના ખરચે જીવન ચાલે તેટલા માટે રાજ્યની નોકરી મેળવવાની લાલચ થાય છે. " જાહેર નોકરી તે જાહેર જુમ્મો છે"—જે માણસો તેમ ગણે છે તેજ માણસો તે માટે લાયક છે. આવી રીતે જે નોકરી ધારણ કરવામાં આવે છે તે ઘણીજ સર્વોત્તમ તથા માનવંત દેશસેવા છે. અંગત લાભને ખાતર જે પદવી મેળવવામાં આવે છે તે જે પ્રજા તેમ ચાલવા દે છે તેને નામોશીભરેલું તથા હલકું લગાડનારૂં છે ને જે માણસ તેમ કરે છે તે નીચ છે.

## ખામીનો દોષ.

પોતાના દેશનું ભુંડું કરવું અને તેના હિત વિષે વિચાર ન કરવો તે દેશદ્રોહ છે. લડાઇમાં કે બગાવા વખતે જે કોઇ દુસ્મનને કોઇ પણ રીતે બાતમી આપે કે જેથી કિલ્લાઓ, વહાણો, હથિઆરો, દારૂગોળો વિગેરે તેમના હાથમાં તાબે થઇ જાય અથવા તો એવી નિર્માલ્ય રીતે લડાઇમાં ભાગ લે કે જેથી હાર થાય તો તે દેશદ્રોહ ગણાય છે. આવે વખતે દેશદ્રોહને માટે માફી મળી શકતી નથી. રાજ્યમાં સૌથી વધારે હલકો તથા નીચ મનુષ્ય દેશદ્રોહી છે કારણ કે તે દેશ

તરફથી રક્ષણ મેળવે છે ને તેના પર જે વિશ્વાસ રાખવામાં આવેલો હોય છે તેનો લાભ લઈને પોતાનું ભલું કરનાર તથા રક્ષણ કરનારને તે દગો દઇ પછવાડેથી ઘા મારે છે.

શાંતિના વખતમાં દેશદ્રોહના જુદા જુદા પ્રકાર છે. જે કોઇ પોતાના હિતને ખાતર, પોતાના પક્ષના હિતને ખાતર કે પોતાના મિત્રના હિતને ખાતર દેશના હિતનો ભોગ આપે છે તે દેશદ્રોહી ગણી શકાય. જે કોઇ પોતાના લાગવગવાળાને જગ્યા અપાવવા અથવા કંટ્રાકટ અપાવવા માટે નાણાંની મંજુરી માટે મત આપે યા લે, સમસ્ત દેશને માટે તો નહિ પણ પોતાના ધંધાના લાભને ખાતર જે કોઇ કર વધારે ઘટાડે : કોઈ સરકારી પદવી લાયકાત વગર સ્વીકારે યા લાયકાત વગરનાને આપે : જે કોઇ પોતાને ભરવાનાં કરનાં નાણાં ન ભરે ; અને જે કોઇ સારા માણસો હોવા છતાં ખરાબ માણસોને પસંદ કરે ને ખરાબ કાયદાઓ બનાવડાવે તે બધા દેશદ્રોહી છે, કારણ કે આ બધામાં તે પોતાના યા મિત્રોના અંગત હિતને ખાતર દેશના લાભોને નુકશાન પહોંચાડે છે.

## અતિશયોક્તિનો દોષ.

**ખરી અને ખોટી અભિલાષાઓ.** સરકારી નોકર તરીકે દેશની સેવા તે ઘણીજ માનવંત તથા અગત્યની પદવી છે. સેવા કરવાની અભિલાષા હરહમેશજ ઉમદા છે, પરંતુ માન, ચાંદ મેળવવાની ઇચ્છાઓ તથા પગાર વધારાવવાની અપેક્ષાથી સેવાભાવ ઉડી જાય છે. દેશહિતને બદલે આમ સ્વાર્થીપણું દાખલ કરવાથી માણસના આશયો રાજ્યદ્વારી લાભો મેળવવાનાજ થઇ જાય છે. આવી અભિલાષાવાળો રાજદ્વારી જાહેર પદવી એટલા માટે લેવા નથી માગતો કે જેથી તે પોતાની સમજણ પ્રમાણે જનસમાજનું હિત થાય તેવાં પગલાં ભરી શકે, અને નહિ કે એવાં કાર્યોને સચોટ અસર પમાડી શકે. પણ પદવીથી તે મોટો માણસ થશે અથવા તો રાજદ્વારી પદવીથી જે આનંદ મળે તે મેળવવાને અથવા તો સીધી યા આડકતરી રીતે તેમાંથી પૈસો સંપાદન કરી શકે. આમ કરવાથી તે ખરેખર નાનામોટા સર્વનો વિશ્વાસ-

ઘાત કરે છે. તે આપણો પુરાણો મિત્ર ઢોંગ છે કે જે નવા વેશમાં આવ્યો છે અને નવો ખેલ ભજવી બતાવે છે. તે અમુક લાભને બદલે પોતાની અંગત લાગણીઓને મુકવા જેવું છે. તે ઘણોજ ખરાબ દુર્ગુણ છે, અને તેનાથી બચવાનો એકજ રસ્તો છે તે એ કે પોતાના દેશ માટે ઉંડો તથા ખરો પ્રેમભાવ હોવો જોઇએ.

## શિક્ષા.

**જે રાજ્યમાં કાયદાનો ભંગ કરવામાં આવે છે, કર આપવામાં લુચ્ચાઈ કરવામાં આવે છે, ખરાબ માણસોને સત્તા આપવામાં આવે છે તે રાજ્ય ટકતું નથી.** રાજ્યની પડતી થવાથી બહારવટીઆ, ચોર, ખુની, અપ્રમાણિકપણું, જોરજુલમ, તથા ત્રાસનું રાજ્ય થાય છે

એ ખરૂં છે કે આવું કામ કરનાર માણસ છટકી જાય છે, પોતાના ગુન્હાની સજા ન પામે પણ તેની સજા આખા દેશના સર્વ પ્રમાણિક લોકોને સહેવી પડે છે. જે માણસ દેશદ્રોહી થાય છે તેને દેશ તો હોય છે, પણ તે માટે ઉપકાર કોનો? તે પોતાના કરતાં વધારે ઉમદા અને વફાદાર શહેરીઓની મહેનતનું ફળ પામે છે.

તો પણ ખરેખરી રીતે દેશ એવા માણસોનો નથી. તેને દેશના ખરેખરા આશીર્વાદો મળતા નથી. તેના હૃદયના ઉંડાણમાં એવું ખરેખરૂં લાગતુંજ નથી કે "આ મારો દેશ છે. હું તેને અર્પણ થઇ ચુકયો છું. હું તેનો વફાદાર શહેરી છું" તે પોતાના મનમાં જાણે છે કે દેશને લાયકનો તે નથી. જો તેનો દેશ તેને ઓળખી કાઢે ને બીજા બધાથી જૂદો પાડે તો તેને નાલાયક છોકરા તરીકે કાઢી મૂકે. દેશદ્રોહીને દેશ જે લાભો આપે છે તે ભલે તેને મળ્યા કરે, તો પણ દેશની ખરી દાઝ તેને ન હોવાથી દેશના અંતરમાં તે કદી પ્રવેશ કરી શકતો નથી. તેના આત્મામાં, તેના સ્વભાવમાં તે દેશ બહારનો છે, વિદેશી છે અને શત્રુ છે.

## પ્રકરણ ૨૦.

## સમાજ.

આપણા સામાજીક સ્વભાવને બીજાઓ માટે વ્યક્તિ તરીકેનીજ લાગણી રાખવાથી સંતોષ વળતો નથી. દિલોજાન મિત્રો કરતાં અને નિકટના સંબંધી કરતાં કુટુંબ દરેકને અધિક પ્રિય હોય છે અને તેમાં દરેક વ્યક્તિ બધાના સામાન્ય હિત માટે પોતાનું જીવન ગુજારે છે.

રાજ્યથી બધાના સામાન્ય હિતને મોટા રૂપમાં સાધી શકાય છે, તોપણ ખરૂં જોતાં, રાજ્ય સામાન્ય હિતને રક્ષણ આપે છે. માણસોએ સામાન્ય હિત માટે શું શું કરવું તે માટે રાજ્યની મુખ્ય ફરજ એ છે કે પરસ્પરના હકોનું ઉલ્લંઘન થવા ન પામે તે જોવું, અને નહિ કે પરસ્પર લોકો સંબંધમાં રહે તેમ કરવું. તોપણ આ બંને બાબતને પરસ્પરથી જુદી પાડી ન શકાય. આધુનિક સમયમાં એવા ખાસ પ્રયત્નો કરવામાં આવે છે કે જેથી રાજ્ય મનુષ્યને પોતાના સાથી મનુષ્ય તરફ વધારે સારી રીતે ફરજ અદા કરે તેમ કરી શકે. આ સારૂં છે કે ખરાબ છે, વાજબી છે કે ગેરવાજબી છે તે સવાલની વાત છે, તો પણ આ સ્થાને તે વિષે ચર્ચા કરવાની ખાસ જરૂર નથી.

કોઇ પણ માણસ પોતાને માટે જીવતો નથી. કોઇ પણ માણસે અમુક સુખ જે પોતાનેજ મળ્યું છે ને જે બીજા મનુષ્યોને નથી મળ્યું તેથી સંતોષ માની લેવાનો નથી. કોઇ પણ માણસને આમ સંતોષ મળી શકતો નથી. અજ્ઞાનતા, વ્હેમ, સ્વાર્થ, મગરૂરી, દેશરિવાજ વગેરેથી મનુષ્યો આમ અંધ થઇ જાય છે, અને તેઓ પોતાને કરવાં જોઇતાં કાર્યો માટે ભોગ આપતા નથી. પણ જે માણસ જાણી જોઇને જે જગતમાં પોતે રહે છે તેને નાશમાં જવા દે છે તો તે માણસ નથી, પણ રાક્ષસ છે.

**આવી જે મનુષ્યની સામાન્ય જીંદગી તેને સમાજ કહે છે. સમાજ એ દરેક વ્યક્તિની મોટી જીંદગી છે. ખરૂં જોતાં સમાજનું હિત અને આપણું હિત એકજ છે.**

જે સમાજમાં આપણે રહેતા હોઇએ તે જો ઉંચી તથા સારી થાય તો આપણે પણ ઉંચા તથા ઉમદા થઇ શકીએ છીએ. જો સમાજની હાલત ખરાબ, અધમ હોય તો આપણે તેના ભાગીદાર થઇએ છીએ અને તેની અધોગતિ આપણને નીચા પાડે છે. સમાજ અને આપણા સંબંધમાં આ વાત એટલી બધી અગત્યની છે કે નૈતિક વાતો વિષે વિચાર કરતાં સમાજ તથા આપણી જાતને આપણે જુદા પાડી શકતા નથી. એક સારા પડોશી, શહેરી, કારીગર, વિદ્વાન, સિપાઇ કે ધંધાદારી થયા વગર સારા માણસ થવાની આશા રાખવી તે વ્યર્થ છે. કારણકે આપણું જીવન આવા સામાજીક સંબંધમાં સમાયલું છે; અને જેમ આપણે સારા હોઇએ તેમ આપણી સામાજીક ફરજો વધારે સારી રીતે આપણે અદા કરી શકીએ છીએ.

અત્યાર સુધીમાં જેટલા વિષયો વિષે વિચાર કર્યો તે બધા સમાજમાં સમાઇ જાય છે. સમાજ એ મનુષ્યનું સુક્ષ્મ જીવન છે કે જેની અંદર અમુક આશયો તથા સંબંધો મુખ્ય તત્વો તથા અવયવો છે. તેથી આ પ્રકરણમાં તથા હવે પછીનાં પ્રકરણોમાં બીજા વિષયો વિષે વિચાર નહિ કરીએ પણ એવાજ વિષયો લઇશું કે જે આપણે જાણીએ છીએ, પણ તેમના વધારે બહોળા રૂપમાં જોઇશું ને તેમના સંબંધ વિષે વિચાર કરશું.

## ફરજ.

દરેક કાર્યમાં આપણે એવો વિચાર કરવો ન જોઇએ કે આ કાર્યથી મને શું લાભ યા નુકશાન થશે, પણ એવો વિચાર કરવો જોઇએ કે તેથી બધાને અને આખી સમાજને કેવી અસર થશે? હું સમાજનો સભાસદ છું માટે બધાનું હિત તેજ મારૂં પોતાનું હિત છે. બીજાને માટે જે સારૂં છે તે મારે માટે પણ સારૂં છે, કારણ કે વિસ્તારથી જોતાં સમાજમાં મારૂં એકલાનું હિત હોઇ શકેજ નહિ, પણ મારા હિતમાં તેમનું હિત સમાયલું છે. "તારાથી બની શકે ત્યાં સુધી તું એવી રીતે વર્ત્ત કે તું અને તારો પાડોશી તે બન્ને એક છે. આ બન્ને જીંદગીને એકજ જીંદગી તરીકે ગણ."

**સમાજનો ઉદ્દેશ દરેક માણસનાં કૃત્યોથી બધાનું ભલું થાય એ** છે. દરરોજનાં આપણાં કૃત્યોથી બીજાની ઉપર કેવી અસર થાય તેનો વિચાર કરવાથી આમ કરી શકાય છે. દાખલા તરીકે શેઠ તથા નોકરો વચ્ચેના સંબંધમાં નફામાં ભાગ રાખવાથી ઘણુંજ સામાન્ય હિત સાધી શકાય છે. આમ કરવાથી દરેક માણસના કાર્યમાં સહાનુભૂતિ દેખાય છે.

સમાજનાં મોટાં કાર્યો જેવાં કે કેળવણી, સખાવત, સુધારા, વગેરે માટે ઘણા માણસોની સહાયતાની જરૂર પડે છે. આપણા સામાજીક જીવનની ફરજ એ છે કે આપણા વખતનો, પૈસાનો, તથા લાગવગનો બને તેટલો ભોગ આવાં સામાજીક કાર્યો માટે આપવો જોઇએ. દરેક ભલા કાર્ય માટે, દરેક કાર્ય કે જેની લડત કાંઇ પણ બુંડાઇની વિરૂદ્ધ હોય કે કોઇ પણ હક સાબિત કરવા માટે હોય; સામાજીક જીવનમાં મનુષ્યને એકઠા કરવા માટેની દરેક યોજના; દરેક યોજના કે જેથી કેળવણીને ઉત્તેજન મળતું હોય, દરેક યોજના કે જેનો ઉદ્દેશ યોગ્ય ગરીબોને મદદ આપવાનો તથા નબાપાં બાળકોને નિભાવવાનો હોય: દરેક યોજના કે જેનો ઉદ્દેશ દુર્ગુણ, ગુન્હા અને છાકટાઇને નાબુદ કરવાનો હોય: તો તે બધાને આપણા ખાનગી હિતને માટે જેમ ભોગ આપીએ, મહેનત કરીએ, પૈસા ખરચીએ, ઉત્સાહથી કાર્ય કરીએ તેમ તે બધાથી મદદ આપવી જોઇએ.

**પરસ્પર સહાયતાના બે પ્રકાર છે, આંતરિક તથા બાહ્ય; બીજાના હિત અને આપણા પોતાના હિતના સંબંધમાં પરસ્પર સહાયતા; અને બીજાના કાર્ય સાથે આપણા કાર્યથી કોઇ મોટું કામ પાર પાડવાને પ્રયાસ કરવો તે.** પરસ્પરની સહાયતાના બંને પ્રકાર મુદ્દે એક સરખા છે; તે એક બીજાને ટેકો આપે છે જે માણસ બીજાઓ વિષે વિચાર કરવાની ટેવવાળો છે તે જાહેર ભલું કરવા માટે બીજાઓની સાથે રાજીખુશીથી જોડાય છે, અને જે માણસ મોટી યોજનાઓમાં બીજાના હિત વિષે વિચાર કરવા ટેવાયલો છે તે પોતાની ખાનગી બાબતોમાં પણ બીજાનું હિત તાકે છે. જાહેર સુધારાવાળો તથા સખાવતી માણસ પોતાની ખાનગી ઉદારતા તથા ભલાઇનો સ્વભાવ મોટા પ્રમાણમાં દર્શાવે છે.

## સદ્‌ગુણ.

**સમાજનું જીવન જે મનુષ્યના હૃદયમાં હોય છે તેને જાહેર જુસ્સો કહેવામાં આવે છે.** આપણે સમાજના છીએ, સમાજ આપણી છે, તેનું હિત તે આપણું હિત છે, તેના અન્યાય માટે આપણે લડવાનું છે, તેના હક્કો આપણે જાળવવાના છે, તેની ખોટ આપણે વેઠવાની છે, તેના આશીર્વાદો આપણે ભોગવવાના છે વગેરે વાતોનો સ્વીકાર એ જાહેર જુસ્સો છે.

જનસમાજના હિત માટે ઉદાર લાગણીઓ, સામાજીક હિત માટે મદદ આપવાની યોજનામાં ટેકો આપવાની તત્પરતા, વખત, પૈસો તથા લાગવગનો ભોગ આપી દુઃખ, ગંદકી, વગેરે દૂર કરવા તથા વિદ્યા, નીતિ, વગેરેને ઉત્તેજન આપવા તથા જનસમાજનું ખરેખરૂં હિત થઇ શકે તેવાં બધાં કામો કરવાં તે જાહેર જુસ્સો છે અને આ કાર્યો તે સામાજીક સદ્‌ગુણો છે.

**નાની બાબતોમાં પ્રેમ તે સભ્યતા છે.** સામાજીક જીવનમાં જે મનુષ્યોના સહવાસમાં આપણે આવીએ તેમના હક્કોનો સ્વીકાર એ સભ્યતા તથા વિનય છે. સભ્યતા એ મનુષ્ય માટેની ખરી માનની લાગણી છે. તોછડાપણું આપણા પોતા વિષેજ વિચાર કર્યાં કરવાથી અને બીજા વિષે વિચાર ન કરવાથી ઉત્પન્ન થાય છે. આપણા જીવનને તથા આપણા સંસર્ગમાં આવનાર દરેક માણસના જીવનને આનંદ આપનાર અને કદી કોઇને જરા પણ દુઃખ ન ઉત્પન્ન કરનાર સભ્યતા છે.

સમાજે આવી બાબતમાં અમુક ચોક્કસ નિયમો ઠરાવેલા છે. અમુક વખતે શા શા શબ્દો બોલવા, કેમ સલામ કરવી, કેવાં વસ્ત્રો પહેરવાં વગેરે નિયમો ઠરાવેલા છે. સમાજને માટે જો આપણને માન હોય તો આપણે તે નિયમો જાણવા જોઇએ ને તે પ્રમાણે સમાજમાં અનુસરવું જોઈએ. બીજા બધા નિયમોની જેમ સમાજના નિયમોમાં અતિશયોક્તિથી જે મુદ્દાસર તેમને બતાવેલા હોય છે તેનો નાશ થઇ જાય છે. તોપણ શરૂઆતની ઓળખાણના પાયારૂપે અને મોટા સામાજીક મેળાવડામાં અમુક નિયમોને અનુસરવુંજ જોઇએ.

## બદલો.

**સ્વતંત્રતા આપણા સ્વભાવને પુરેપુરો દર્શાવે છે. મનુષ્ય** સ્વભાવથી સામાજીક છે માટે, તેમજ સહાનુભૂતિ, મિત્રતા, પરસ્પર સહાયતા અને પ્રેમ મનુષ્યને જરૂરનાં છે; માટે મનુષ્યે આ સામાજીક સદ્‌ગુણોને અનુસરવું એ વાસ્તવિક છે.

જે માણસ પોતાની સામાજીક ફરજ બરાબર અદા કરે છે તે છુટો છે, કારણ કે તેનું ક્ષેત્ર ખુલ્લું છે અને તેના સ્વભાવને કેળવવા માટે તેને કાંઇ પણ બંધન નડતાં નથી. સામાજીક માણસને હમેશ મિત્રો હોય છે કે જેમની ઉપર તે પ્રીતિ રાખે છે; તેને એવું કામ હોય છે કે જે કરવા માટે તેને આનંદ થાય છે; તેની ઉંચામાં ઉંચી શક્તિઓને વાપરવાની તેને તક મળે છે; એવા આશયો હોય છે કે જે તેના હૃદયમાં ઉંડી આશા ઉત્પન્ન કરે છે. આવું ચોતરફ ઉપયોગી કાર્ય કરવાની જીંદગી કે જેમાં સતત્ પરિશ્રમ રાજીખુશીથી લેવામાં આવે છે તેજ ઉમદા બદલો છે. તે મનુષ્યને લાયકનો સંતોષ છે, તે "ફતેહ" શબ્દનો ખરેખરો અર્થ છે.

## પરીક્ષણ.

**સમાજને એક આખી સમજવાને બદલે અને સમાજના આપણે એક અંશ છીએ એમ જણાવવાને બદલે આપણે આપણી જાતને સમાજથી નિરાળી સમજીએ એમ બને અને તેથી આમ જુદા પડેલા હિતને જીંદગીના મુખ્ય ઉદ્દેશ તરીકે લેખાય.**

આ પરીક્ષણને સ્વાર્થ કહેવામાં આવે છે. આથી મનુષ્ય સમાજનાં બહોળાં, ઉદાર સુખોને બદલે પોતાના અંગત જુજ સુખોને વધારે અગત્યનાં લેખે છે. એક રીતે સમાજને છેતરવી ને તેના હકો તેને ન આપવા તે સહેલું છે. આપણે સામાજીક ફરજો ન બજાવીએ, આપણે ઉત્તરાણામાં નાણાં ન ભરીએ, જ્યારે અમુક સભામાં આપણે હાજર હોવું જોઇએ ત્યારે ઘેર રહીએ, મહેનતનાં કામો માટે આપણી ચુંટણી થાય ત્યારે ના પાડીએ, છતાં આપણે આપણી ગફલતથી થતાં ઘણાં નુકશાનથી વારંવાર બચી જવા પામીએ છીએ. બીજાઓ આપણા

કરતાં વધારે ઉદાર વૃત્તિનાં આપણે બદલે તે કામો કરે છે ને તેમના બોજા ઉપરાંત તેઓ આપણો પણ બોજો ઉઠાવી લે છે. આપણે ભલે બડાશ મારીએ કે કાંઇ પણ કર્યાં વગર સમાજના ઉત્તમ લાભોનાં ફળ આપણને મળે છે. સામાજીક કામ તરફ બેદરકારી રાખવાની સજા છે ને તે ઘણીજ ભયંકર તથા અવશ્ય મળે છે. તે સ્વાર્થ એ એવું બીજ છે કે જેનું ઝાડ હલકાઇનું થાય છે અને તેનાં ફળો સમાજમાં બંધન તથા ગુલામગીરીનાં છે.

## ખામીનો દોષ.

જાહેર જુસ્સાની ખામી તે હલકાઈ છે. હલકો માણસ એ કહેવાય છે કે જે પોતાના હિત શિવાય બીજાના હિત વિષે કાંઇ વિચાર કરતો નથી. જ્યાં સુધી તે સુખસગવડમાં હોય ત્યાં સુધી બીજાનાં દુઃખો દૂર કરવા માટે તે પ્રયાસ કરતો નથી. જો તેનું પોતાનું ઘર આરોગ્યવાન હોય તો તે ગામની કે શહેરની આરોગ્યતા વધારવા માટે કાંઇજ કરતો નથી. જ્યાં સુધી તેની પોતાની મિલ્કત સહિસલામત છે ત્યાં સુધી તેને એવી દરકાર નથી કે ગામમાં કેટલા ગુન્હા બને છે, કેટલા સજા પામી જેલમાં જાય છે, અથવા તો જેલમાં તેમને કેવી રીતે રાખવામાં આવે છે. તે સસ્તામાં સસ્તી નિશાળને ઉત્તેજન આપે છે, ખરાબમાં ખરાબ રસ્તાને સારા ગણે છે. સાદામાં સાદાં સરકારી મકાનો તેને ગમે છે, કારણ કે તેને પોતાના પૈસા પોતાનાજ ખીસ્સામાં રાખવાનું ગમે છે. તે જાહેર સંસ્થાઓ વધારે સારી તથા ઉપયોગી થાય એવું કરવા તે પૈસા આપવા રાજી નથી. તે માટે તેનાથી ના ચાલ્યેજ તે કાંઇ આપે છે, ન છુટકેજ કાંઇ કરે છે કે જેથી તે જે શહેરમાં વસતો હોય તે વધારે તંદુરસ્ત, સુખી, સ્વચ્છ, ડાહ્યું તથા ઉત્તમ સ્થળ થઇ શકે. હલકાઇ એ એક વ્યક્તિને ખાતર આખા સમાજનો ભોગ આપવો તે છે. તે સ્વાર્થ, કંજુસાઇ, અને કૃતઘ્નતા એ ત્રણ મળીને બને છે. તે એવો સ્વભાવ છે કે સમાજ જે કાંઇ આપે તે લેવું ને તેના બદલામાં સમાજને કાંઈજ આપવું નહિ. તે એવાં ફળ મેળવવાની આકાંક્ષા દર્શાવે છે કે જે પ્રાપ્ત કરવા માટે પોતાની મહેનતનો ફાળો આપવા ના પાડે છે.

## અતિશયોક્તિનો દોષ.

**મોટાઇવાળો માણસ દરેક કામમાં ભાગ લેવા તૈયાર હોય છે, પણ એવી શરતે કે તે તેમાં સૌથી ઉત્તમ પદવી પ્રાપ્ત કરી શકે. જો તે ધારે તેમ કરી શકતો હોય તો તેનાં કામનો પારજ ન આવે.** દરેક યોજનામાં તે આગેવાન થવા માગે છે; સભાનો પ્રમુખ થવા માગે છે; જે કાંઇ સવાલ ઉપસ્થિત થાય તેનો નિર્ણય તે પોતેજ કરે છે; ને પોતાના વિચારો પ્રમાણેજ કાર્યક્રમ ચલાવે છે. આવા માણસો ઘણી-વાર ઉપયોગી થઇ પડે છે. આવાઓના કામની વચ્ચે પડવું તે ડહાપણ-ભરેલું નથી. આવા મોટાઇવાળા માણસથી કામ સારામાં સારી રીતે ન થાય તો પણ તેમના વગર જાહેર કાર્યો બિલકુલજ ન થઈ શકે.

આ દુર્ગુણથી મનુષ્યના ઉપયોગીપણાને ઘણો ધોકો લાગે છે. આવા માણસ સાથે કામ કરવું બીજાઓને મુશ્કેલ લાગે છે. ઘણા માણસો એવાની સાથે કામ કરવા પણ ના પાડે. એથી તે પોતાનું કામ ઘણુંખરૂં એકલોજ કરે છે. આવી મોટાઇ તે સામાજીક વડાઈ શોધવી તે છે; અને તે આપણે જેમ આગળ જોઇ ગયા તેમ ઢોંગને લગતી છે. આપણે પોતાને માટે આપણે શું ધારીએ છીએ ને બીજા શું ધારે છે તેનો વિચાર કરવાથી આપણે જે કાર્ય કરવાનું હોય છે તે પર ધ્યાન પુરેપુરૂં આપી શકાતું નથી. મોટાઇ એ સેવાના ભાવમાં સજ્જ થએલ સ્વાર્થ છે. મોટાઇવાળો માણસ પોતાના ખાનગી જીવનને સમાજમાં લય કરવાને બદલે તે સમાજનાં મોટાં હિતોને પોતાની અંગત અભિલાષાઓ અને પોતાની અગત્યતાનો મિથ્યા વાદ પરિપૂર્ણ કરવા માટે વાપરે છે.

## શિક્ષા.

**દરેક જાતની હલકાઇની સજા પરતંત્રતા છે, જો કે આ પરતંત્રતા ઘણીવાર અંતરની તથા માનસિક હોય છે. આપણે જોઇ ગયા કે જાહેર જુસ્સાવાળા મનુષ્યને માટે સમાજ તેના જીવનને વિકસાવવા માટે મદદ આપે છે. આવા મનુષ્યને માટે સમાજ પોતાના પ્રત્યેની ફરજો માગતી હોવા છતાં, સહાનુભૂતિમાં મોટો વધારો કરે છે,**

તેના આત્મિક આદર્શો વિકસાય છે અને તેથી તેને વધારે સ્વતંત્રતા તથા સંપૂર્ણ છુટાપણું મળે છે.

સ્વાર્થી તથા હલકા મનુષ્યને મન સમાજ પારકી; સખત મહેનત લેનાર શેઠ જેવી; તેના વખત પર મોટી ત્રાપ મારનાર; તેના મોજ-શોખ ઉપર અંકુશ મુકનાર; તેની મિલ્કત પર મોટા કર નાખનાર; અને તેના વર્તન માટે સખત કાયદાઓ તથા નિયમો ઘડનાર લાગે છે.

પોતાના જીવનના વ્યવસાયોમાં સમાજને માટેના વિચારોને બાજુ પર તે મુકી દે છે માટે તે સમાજને પોતાની શત્રુ બનાવે છે ને તે તેનો અસંતોષી ગુલામ થઇ જાય છે. તેણે સમાજની સેવા તો થોડીઘણી પણ કરવીજ જોઇએ; પણ તેના સ્વભાવનો હલકો ભાવ તે સેવાને રાજીખુશીથી કરવા દેતો નથી પણ કમનથી અને ફરજ પાડયેથી ન છુટકેજ જેટલું અને તેટલું કરે છે અથવા તો કાયદાથી ફરજ પડે તોજ કરે છે.

તેને સમાજ એ કાંઇ એવું સ્થળ નથી કે જ્યાં પોતાનો સ્વભાવ તે ખીલવી શકે અને છુટાપણું મેળવી શકે, કે જેથી તે વધારે સુખી, ધનવાન, ઉમદા તથા સ્વતંત્ર બની શકે. તેના મનમાં તો સમાજ એ એક બહારની સત્તા છે કે જે તેને અમુક ભોગ આપવાની ફરજ પાડે છે; જે કામો કરવા તે રાજી નથી તે તેની પાસે કરાવડાવે છે; જે પૈસા આપવા તે રાજી નથી તે તેને આપવા પડે છે ને જે વાત તે કરવા માગતો નથી તે કરવાની તેને ફરજ પડે છે. પોતાના હિતનું તથા સ્વાર્થને જાળવવાના પ્રયાસમાં ઉદારપણાના આશયો, ઉમદા ઉદ્દેશો, અને મહાન કાર્યદક્ષતાને તે ગુમાવે છે. સામાજીક સેવા જે સ્વતંત્રતા આપે છે તે લેવાની ના પાડવાથી તેને સામાજીક કાયદાને તાબે થવું પડે છે કે જે બનાવવામાં તેણે મદદ આપી નહોતી, અને તેને સમાજની સેવા કરવાની ફરજ પડે છે.

દુનિયામાં આવી રીતે રહેવું કે જેમાં દુનિયા આપણી પોતાની છે એમ ન માનવામાં આવે, અને આપણા સ્વભાવથી વિરૂદ્ધ અમુક કામની આપણને ફરજ પડે તોજ કરવું તે પરતંત્રતા તથા ગુલામગીરીનો સૌથી હલકામાં હલકો દેખાવ હજુ કરે છે.

## પ્રકરણ ૨૧.

## મનુષ્ય પોતે.

અત્યાર સુધી આપણે એવી બાબતો વિષે વિચાર કર્યો છે કે જેઓ આપણા વાતાવરણને બનાવનાર આપણી બહારની વસ્તુઓ, સંબંધો તથા સ્થિતિઓ વિષેનો હતો.

પોતાપણું એ કાંઇ નવીન બાબત નથી પણ તે જીંદગીના બધા અનુભવોને એકઠા મેળવીને બાંધી રાખનાર બંધરૂપ છે. આવો સંબંધ તેજ જાતનું ભાન કરાવે છે ને દરેક વાનાની અગત્ય પ્રમાણે તેમની કિમ્મત આંકે છે. આપણું દરેક કાર્ય આપણા પર તેના આઘાત અને પ્રત્યાઘાતના નિયમ અનુસાર વળતી અસર કરે છે. અત્યાર સુધી જે સદ્ગુણ તથા દુર્ગુણ, બદલો તથા શિક્ષા વિષે આપણે વાંચ્યું તે આપણા ચારિત્ર ઉપરના પ્રત્યાઘાતને સુચવે છે. આ પ્રકરણ આપણે અત્યાર સુધી જે વાંચી ગયા તે બધાના સારરૂપે વિસ્તારવાળું થશે. ચારિત્રની એક એક બાબતને પૃથક્ પૃથક્ લેવાને બદલે હવે તે બધાને સામટી રીતે તપાસીશું, આપણી વસ્તુસ્થિતિનો એક સામટો વિચાર કરશું અને તેના સંબંધમાં ફરજ, સદ્ગુણ તથા પોતાપણાને ધ્યાનમાં રાખીશું.

### ફરજ.

આપણા પોતા પ્રત્યેની ફરજ એ છે કે આપણી શક્તિ તથા યોગ્યતાનો તેમના પરસ્પરના સંબંધનો અને આપણી વ્યક્તિગત્ અને સામાજીક જીંદગીમાં તેમની કિમ્મત શું થાય છે તે તપાસવાની આપણામાં એવી શક્તિ રહેલી છે કે જે જીવનને વધારે વિકસાવે તથા ઉત્તમ કરી શકે છે. જીવનને આમ વિકસાવનાર વાનાં વિષે આપણે વિચાર કરી ગયા છીએ. આપણા ચારિત્રના એક માર્ગને આપણે ફરજ એવું નામ આપ્યું છે, માનસિક સ્થિતિને સદ્ગુણ એવું નામ આપ્યું છે અને આપણી ફરજ અદા કરવાના પરિણામને બદલો એ નામ આપ્યું છે. આપણી જાત તરફની ફરજ જોઇએ; આપણી પ્રથમ ફરજ એ છે કે અંદરના બળને અને બહારનાં સાધનોને એવા પરસ્પરના સંબંધમાં એકરસ કરી ઉપયોગમાં લેવાં જોઇએ કે જેથી

આપણી બધી શક્તિઓનો તથા બીજાની શક્તિઓનો પુરેપુરો લાભ લઇ શકાય, અને તેથી આપણું, બીજાઓનું, તથા સમાજનું હિત કરી શકાય. ટુંકમાં આપણી મુખ્ય ફરજ આપણાથી બને તે બધું કરવાની છે, અને આપણા સામાજીક જીવનમાં બને તેટલા મોટા તથા ઉપયોગી થવાની છે.

## સદ્‌ગુણ.

આપણા જીવનની મોટામાં મોટી શક્તિઓને કેળવવી તે તથા આપણી પ્રકૃતિ સાથેના તેના સંબંધથી થએલા દરેક કાર્યને અંતઃકરણની પુરી લાગણીથી થએલ કાર્ય સમજીએ છીએ. અંતઃકરણ તે આપણા ચારિત્ર અને જીવનનું આપણું જ્ઞાન દર્શાવે છે. મનુષ્યના અંતઃકરણમાં એવું કંઇ હોય છે કે જેથી તે પોતાની ફરજ સમજે છે એટલુંજ નહિ પણ તે ફરજ તેણે બજાવવી જોઈએ તે કબુલ કરે છે.

દરેક વાનાનું જ્ઞાન તેને લગતી લાગણીઓ ઉત્પન્ન કરે છે. અમુક કાર્યથી અમુક પરિણામ આવે છે ને તેથી મનની અમુક ઇચ્છા પરિપૂર્ણ કરી શકાય તેમ છે, તો જ્યાં સુધી તે કાર્ય આપણે સાધીએ નહિ ત્યાં સુધી આપણને જંપ વળતો નથી, કારણકે આવી લાગણી આપણી ઇચ્છિત વાન્છના જે પરિપૂર્ણ થઇ શકે તેવી છે તોપણ તેમ થએલી નથી તેમ દર્શાવે છે. અંતઃકરણ આપણા સ્વભાવનું કાંઇ ગુપ્ત રહસ્ય નથી. તે તો ફક્ત આપણા વિચારો તથા લાગણીઓ કે જેઓ ફરજને અનુસરે છે અને સદ્‌ગુણ તથા સર્વોત્તમ વાનાં મેળવવા મથે છે તે છે.

## અંતઃકરણની પુરેપુરી સત્તા.

દરેક કાર્ય કરતી વખતે મનુષ્યનો ખરો અને પુરો સ્વામી પોતાનું અંતઃકરણ છે. જે માણસ પોતાના અંતઃકરણની પ્રેરણા પ્રમાણે વર્તે છે તે માણસ પોતાથી બનતું બધું તથા પોતાની સમજણ પ્રમાણે સારામાં સારૂં કરી શકે છે, કારણકે તેની દૃષ્ટિ આગળ જે ઉમદા ધ્યેય હોય છે તે તે સંપાદન કરે છે. અંતઃકરણ મુજબ કામ કરનાર માણસ બીજા માણસ કરતાં દરેક કામ વધારે સારી રીતે કરી શકે છે. દરેક માણસ પોતાના જ્ઞાન પ્રમાણેના ઉત્તમોત્તમ ધ્યેયને અનુસરીનેજ કાર્ય કરી શકે છે. અંતઃકરણપૂર્વક કામ કરનારનાં કૃત્યો કર્મની દૃષ્ટિએ તેમના પ્રમાણમાં

તથા સમાજની દૃષ્ટિમાં સારાં કે માઠાં હોય છે, પણ કર્તાની દૃષ્ટિથી તો તે ખરાંજ કૃત્યો હોય છે. આપણે આપણા અંતઃકરણને જ્ઞાની બનાવવા માટે બનતું બધું કરવું જોઇએ કે જેથી સમાજમાં ઉંચામાં ઉંચા ધ્યેય પ્રાપ્ત કરીને તેનાં પ્રતિબિંબ આપણે તેમાં પાડી શકીએ. આમ થયા બાદ અંતઃકરણ આપણો પૂરો સત્તાધિશ થશે, અને આપણે શું કરવું ને શું ન કરવું તે સુચવશે. અંતઃકરણનું જ્ઞાન નિર્મળ તથા પવિત્ર અથવા કાળું તથા અંધકારવાળું આપણી માનસિક વસ્તુસ્થિતિ, કેળવણી તથા અંતરજ્ઞાનને અનુસરીને થાય છે. તે પછી ગમે તેવું હોય તોપણ આપણને તે જ્ઞાન તથા સદ્‌ગુણના માર્ગમાં દોરનાર તેજ છે.

## બદલો.

સદ્‌ગુણયુક્ત વર્તન ચારિત્રના રૂપમાં જળવાઈ રહે છે. જીંદગીના દરેક કૃત્યને અમુક નિયમ યા ધોરણને અનુસરીને કરવાનું બને નહિ તેમજ તેમ કરવું ઠીક પણ નથી. જો કરવા જઇએ તો આપણે હુશિયારી મારનારા થઇ જઈએ.

જ્યારે કામ કરવાનો પ્રસંગ આવે ત્યારે જો આપણે દરેક વાના સંબંધી પરીક્ષણ તથા ફરજ, સદ્‌ગુણ તથા દુર્ગુણ, તેનો બદલો તથા શિક્ષા વગેરે વિષે જે શીખ્યા તે ભૂલી જઇએ તો આપણું તે જ્ઞાન શા કામનું? જેમ વ્યાકરણ શીખીએ છીએ, લખવાનું શીખીએ છીએ ને પછી તે બધાંનો જેમ ઉપયોગ કરીએ છીએ તેમજ નીતિના શિક્ષણને માટે પણ સમજવું જોઇએ. લખતાં શીખતી વખતે દરેક અક્ષર કેમ લખાય તે વિષે આપણે વિચાર કરીએ છીએ, પછી તેની જોડણી કેમ થાય અને કયા કયા શબ્દો પછી અમુક ચિન્હ મુકવાં જોઇએ, વગેરેનો વિચાર કરીએ છીએ પણ જ્યારે આપણને સારી રીતે લખતાં આવડી જાય છે પછી આપણને તેવા વિચાર કરવાની જરૂર પડતી નથી. વાજીંત્ર વગાડવાનું શીખતી વખતે સારીગમના સ્વરો જોરથી બોલવા પડે છે, અને તે પ્રમાણે વાજાની ચાવીઓ દબાવીએ છીએ પણ સારી રીતે આવડી ગયા પછી કંઇ પણ પ્રયાસ વગર વાજીંત્ર વગાડી શકાય છે.

વ્યવહારૂ માણસ નીતિના જ્ઞાનને પોતાની સાથે રાખે છે. તે બદલાની સાથેના ફરજ તથા સદ્‌ગુણના સંબંધનો કે પરીક્ષણ અને

દુર્ગુણુની શિક્ષા સાથેના સંબંધને વિચાર કરવા થોભતો નથી, પણ દુઃખીને મદદ કરવા, મિત્રને વફાદાર રહેવા અથવા ચુંટણીને દિવસે મત આપવા એકદમ જાય છે. આવાં કાર્ય કરવાની પડી ગએલી ટેવ કે જેથી પોતાની ફરજ અનુસાર કાર્ય કરવાને માણસ તત્પર થાય છે ને તેમ કરવામાં કંઇ ખાસ પ્રયાસ કરવો પડતો નથી તેને ચારિત્ર કહે છે.

ચારિત્ર્ય ઘડવામાંજ નીતિના જ્ઞાનની આવશ્યકતા છે. ચારિત્ર એ વિજળીની બેટરી જેવી છે કે જેમાં પાછલાં કૃત્યોનું બળ એકઠું થએલું હોય છે અને ભવિષ્યના ઉપયોગ માટે સંગ્રહ કરી રાખવામાં આવેલ હોય છે.

આવા ચારિત્રના બળથી તેમજ સ્વાભાવિક કૃત્યોથી આપણે આપણાં જીવન એકસરખાં તથા યથાયોગ્ય બનાવી શકીએ છીએ. આ આપણા વિકાસનું મુખ્ય સાધન છે. આપણા સ્વભાવમાં એક સદ્ગુણ સ્વભાવિક થઇ જાય ને ચારિત્રમાં ઉતરી જાય પછી આપણે તેનો વિચાર કરવાનું છોડી દેવું જોઈએ ને આપણી શક્તિઓને બીજા સદ્ગુણો પ્રાપ્ત કરવામાં વાપરવી જોઇએ.

આપણે ચારિત્રના આ રાજ્યને આપણી જીંદગી વધારે ને વધારે અર્પણ કરીએ છીએ. માટેજ આપણે આપણા અંતર મનમાં એવું કાંઇજ પ્રવેશ કરવા દેવું ન જોઇએ કે જેને પ્રથમ અંતઃકરણની રજા ન મળી હોય, ફરજની મંજુરી ન મળી હોય, અને જેના પર સદ્ગુણની છાપ ન હોય. ખોટી રીતે બનેલ ચારિત્ર સુધારી શકાય છે, પણ તેમ કરવાનું ઘણુંજ મુશ્કેલ લાગે છે, અને તે માટે શરીરના એક અંગને કાપી નાખવા કે આંખને કાઢી નાખવા માટે જેવા નિશ્ચયબળની જરૂર પડે છે તેવા નિશ્ચયબળની જરૂર છે.

નીતિના નિયમો વિષે આ અભ્યાસ શરૂ કરતાં પહેલાં ઘણુંખરૂં તો આપણે શીખ્યા હતા. કંઇ તો આપણાં માબાપ તરફથી શીખ્યા હતા. આ અભ્યાસથી નવી બાબતો શીખવાને બદલે દરેક બાબતને નવી રૂપરેખામાં તેના ખરેખરા રૂપમાં આપણે જોઇ શકીએ છીએ. આવા અભ્યાસથી થતા પરિણામની તુલના કંઇ પણ માપથી કરી શકાય તેમ નથી. જેમ વરસાદ તથા સૂર્યને પ્રકાશ રોપાઓ તથા ઝાડ ઉપર

પડતા દેખાય છે ને પછી અદૃશ્ય થઇ જતા દેખાય છે ને તેમનું કાંઇ નિશાન પણ દેખાતું નથી તો પણ તેમને લીધે તે ઝાડ તથા રોપાઓ બદલાઇ ગએલા હોય છે અને તેમનામાં અદૃશ્ય રીતે તેજ તથા ગરમી એકઠાં થઇ રહેલાં હોય છે કે જે ભવિષ્યમાં વધારે જુસ્સાથી ખીલી નીકળે; તેવીજ રીતે આપણે જે કાંઇ વાંચ્યું હોય તે બધું ભલે ભુલી જઇએ તો પણ આપણા ચારિત્ર ઉપર તેની થએલી અસરનું ફળ આવ્યા વગર રહેતું નથી. કહેવત છે કે "એક કામરૂપી બીજ વાવો અને તમે ટેવરૂપી ફળ લણુશો; એક ટેવરૂપી બીજ વાવો અને તમે ચારિત્રરૂપી ફળ લણુશો; ચારિત્રરૂપી બીજ વાવો અને સદ્‌ભાગ્યરૂપી ફળ લણુશો."

## પરીક્ષણ.

**વર્તનનું માપ આનંદ ઉપરથી કાઢી શકાય નહિ.** શક્તિના વિકાસથી આનંદ ઉત્પન્ન થાય છે. બધી શક્તિઓને પરસ્પરના સંબંધમાં ઐકયતાથી ખીલવવામાં આવે તો હરહમેશ ટકે તેવો આનંદ તથા સુખ પ્રાપ્ત થાય છે. આરોગ્ય અને કર્તવ્યપરાયણુતાની નિશાની આનંદ છે. બીજું બધું બરાબર હોય તો આપણને જેમ વધારે આનંદ મળે તેમ સારૂં. તો પણ એમ બની જવાનો સંભવ રહેલો હોય છે કે કર્તવ્યમાંથી જે આનંદ મળે છે તેને બદલે આનંદને માટેજ કર્તવ્યો કરવાની લાલચ થાય. તે ભૂલાવો ખવડાવનાર છે કારણ કે કર્તવ્ય ઉપરથી આપણું મન ઉઠાવી લઇ સીધી રીતે આનંદ ઉપર આપણે ચોંટાડીએ છીએ, અને અમુક કર્તવ્ય ઉપરથી આપણું મન ઉઠાવી લેવાનું પરિણામ એ આવે છે, કે કાર્યમાં જે ઉત્સાહ તથા એક ચિત્ત હોવું જોઇએ તે ચાલ્યું જાય છે દાખલા તરીકે જો આપણે ઉજાણી કરવા જઇએ કે કોઇ મીજલસમાં જઇએ તો ત્યાં જો કોઇ ખાસ બાબતમાં આપણે રસ લેતા નથી તો આપણને કંટાળો ઉપજ્યા વગર રહેજ નહિ. જો આપણે કોઇ રમતગમતમાં ભાગ લઇએ કે જેથી આપણે આપણું પોતાનું ભાન ભુલી જઇએ ને એ આપણી બહારના કંઇક વાનામાં ઉત્સાહથી તથા ઉમંગથી મચી રહીએ તોજ આપણને ખરો આનંદ મળી શકે.

આનંદને માટેજ કાર્યો કરવાથી આપણા ચરિત્રનો નાશ થાય છે, કારણ કે તેથી આપણી અંગત લાગણીઓને થતી અસર વિષે દરેક બાબ-

તમાં વિચાર કરવાનું બને છે; જેથી આપણા વિચારો છાછરા તથા સ્વાર્થી બને છે અને આપણે પોતાની લાગણીઓ માટેજ વિચાર કરીએ છીએ અને આપણા સ્વભાવાનુસાર બધા મનુષ્ય કે જેમની સાથે સંબંધથી જોડાયલા છીએ, તેમના સામાન્ય સુખનો વિચાર કરતા નથી.

ફરજ આપણા સ્વભાવને પૂરેપૂરી રીતે કેળવવાને સૂચવે છે, તો પણ આનંદ પાછળ મચી રહેવાથી એવું પરિણામ આવે છે કે ફરજ એમ માગે છે કે આપણી બધી શક્તિઓ પરસ્પરની સાહ્યતામાં ખીલે તથા પૂરેપૂરી ઉપયોગમાં આવે; પણ ફક્ત આનંદથીજ તેમનું પૂરેપૂરૂં માપ નીકળી શકે તેમ નથી. તેથીજ એરીસ્ટોટલનાં વચનોમાં "જેમ આપણી શક્તિઓ જૂદી જૂદી અને વધતી ઓછી સારી યા નરસી હોય છે તેમજ આપણા આનંદો પણ જુદા—કેટલાક વખાણવા લાયક ને કેટલાક તો ધિક્કારવા લાયક હોય છે. દરેક જાતની કસરતમાં કંઇક આનંદ રહેલો હોય છે. જે આનંદ સારા કાર્યમાંથી મળતો હોય છે તે સારો છે ને જે આનંદ ખરાબ કાર્યોમાંથી નીપજે છે તે સારો નથી હોતો." જેમ જુદી જુદી શક્તિઓ જુદી જુદી રીતે વપરાય છે તેમજ તેમના આનંદો પણ જુદા જુદા હોય છે.

જે છોકરો એમ કહે છે કે "મારે મહાન થવું છે, ઘણા સુખી થવું છે અને મને ઘણો આનંદ મળે તેમ ઇચ્છું છું," તો તેને જ્યોર્જ ઇલીયટ એવો જવાબ આપે છે કે "મારા નાના મિત્ર, તે કાંઇ સહેલું કામ નથી. આપણે આપણા પોતાનાજ સુખનો સંકુચિત વિચાર કર્યા કરીએ તો આપણને થોડુંજ સુખ મળે છે. આપણે જો મોટું સુખ જોઇતું હોય તો આપણે મહાન પુરૂષોના જેવા બહોળા વિચાર કરવા જોઇએ, અને આપણા પોતાને માટે તેમજ અન્ય મનુષ્યો માટે પણ એક સરખીજ લાગણી ધરાવવી જોઇએ. આવા સુખ સાથે એટલું બધું દુ:ખ પણ હોય છે કે આપણે તે દુ:ખમાં સુખ જોઇ શકીએ છીએ ને બીજા બધા કરતાં તેનેજ પસંદ કરીએ છીએ, કારણ કે આપણા આત્માને તે સારૂં લાગે છે. માટે, મારા મિત્ર, જો તારે ઉમદા વર્તન કરવું હોય અને મનુષ્યને પ્રભુએ જે સર્વોત્તમ વાનાં આપ્યાં છે તે જાણવાં હોય તો તું તારૂં ચિત્ત તેમાં પરોવ, પણ તેથી તારૂં શું થશે તેનો વિચાર ન કર. યાદ રાખજે કે જો તું કંઇ પણ તેથી હલકું ઇચ્છે અને તારા જીવનમાં

સ્વાર્થથી તારો પોતાનોજ આનંદ શોધે અને જે કાંઇ અપ્રિય હોય તેથી દૂર રહે તો દુઃખ અવશ્ય આવવાનુંજ; અને તે દુઃખ તો હલકા મન પર પડવાનું કે જેને માટે કાંઇજ ઇલાજ નથી અને તે માટે તે માણસને એમજ કહેવું પડે કે "જો હું પથર થઇ પડયો હોત તો પણ ઠીક થાત."

### ખામીનો દોષ.

**અવિચારી સ્વાર્થી મનુષ્ય પોતાની ધુનમાં આવે તેમ વર્તે છે.** પોતાના વર્તન માટે જે કાર્યમાં તેને આનંદ મળે, નફો થાય યા સહેલું લાગે તે તે સ્વીકારે છે. તેને મન બધુંજ સારૂં હોય છે. તેને કાંઇ આશય નથી, તેને કાંઇ ખાસ ધ્યેય નથી, પણ તે પોતાના મોજશોખ, લોભ, બીકણપણા અથવા જુઠાણાનો દાસ હોય છે. સદ્ગુણના સેવક બનવાને બદલે દુર્ગુણનો તે ગુલામ બને છે. ફરજ તથા આશયને તે માનતો નથી ને તે પોતાની ઇચ્છાનું રમકડું બની જાય છે. અવિચારીપણું અને સ્વાર્થ તે બધા દુર્ગુણોનો ખામીનો દોષ છે અને તેની સામાન્ય પ્રકૃતિ એ છે કે મનુષ્ય પોતાને પુરેપુરો વિકસાવી શકતો નથી.

### અતિશયોક્તિનો દોષ.

**પોતા વિષેના ખાસ વિચારો કે જેને બીજાં વાનાંને તથા સંબંધમાંથી જુદા કાઢી લેવાથી ઢોંગી વિવેક આવે છે.** ઢોંગી વિવેક કાયદાને માન આપવાને ખાતરજ કાયદાનું માન રાખે છે. પ્રમાણિકનું વર્તન જો તે ડહાપણભરેલું અને પુખ્ત વિચારવાળું હોય તો તે મનુષ્યજીવનની ફરજો તથા આવશ્યકતાનો વિચાર કરે છે કારણ કે આવી ફરજો વ્યક્તિગત્ તથા સામાજીક જીવન માટે ખાસ અગત્યની છે. કાયદો સુખને માટે છે અને તેટલા માટેજ ઘડેલો હોય છે. ઢોંગી વિવેક કાયદાને ખાતરજ કાયદો બન્યો છે એમ સ્વીકારે છે અને જરૂર પડે કાયદા ખાતર પોતાના સુખનો પણ ભોગ આપે છે.

**ખાસ પ્રસંગો કે જેમાં કાયદાને અનુસરી ન શકાય.** કેટલાક ખાસ એવા જરૂરના પ્રસંગ કવચિત્ કવચિત્ આવી પડે છે કે જ્યારે સામાન્ય કાયદાઓને તથા ફરજને અનુસરી ન શકાય; દાખલા તરીકે, બીજાની મિલ્કતનો માલીકની રજા સિવાય ઉપયોગ ન કરી શકાય તેવો નિયમ છે તો ખરો, તો પણ જો કોઇ માણસનો જીવ બચા-

ત્વો હોય તેઃ તાત્કાળિક સાધન તરીકે બીજાની કાંઇ મિલ્કત લીધી હોય તો ગેરવાજબી નથી અથવા કોઇ ડુબતા માણસને બચાવવા માટે કોઇની હોડી વગર રજાએ લઇને મદદ કરવા જવું એ યોગ્ય છે. આગ લાગી હોય તેની ખબર પ્રગટ કરવા જેનો ઘોડો પહેલો હાથ આવે તે લઇને ધ્વસી જવાય. માંદા માણસનો જીવ બચાવવા ખાતર દુઃખની વાત તેમનાથી છુપાવી રખાય. સામાજીક કાર્યને ખાતર આપણા આરોગ્યનો વિચાર ન કરતાં આપણા શરીરને નુકશાન પહોંચે તેટલી સખત મહેનત કરાય, આપાણું દ્રવ્ય ખરચી નાખી આપણે ગરીબ ભિખારી જેવા થઇ જઇએ. આવા કાર્યોથી અમુક ફરજોનો ભંગ થાય છે.

## શિક્ષા.

સદ્‌ગુણયુક્ત વર્તન જેમ જીવનને આખું તથા ઐક્યતાવાળું બનાવે છે તેમજ દુર્ગુણયુક્ત જીવન માણસના જીવનની અવ્યવસ્થા કરે છે અને તેના હૃદયને કોરી ખાય છે. ભુંડું એટલે ભાંગેલું. જુઠો માણસ કાંઇ નક્કર, આખો કે ઐક્યતાવાળો હોતો નથી, તે તો ઢમઢોલ ને માંહે પોલ જેવો હોય છે. તેને સ્વમાન હોતું નથી. બીજાઓ તેનામાં વિશ્વાસ રાખી શકતા નથી. તેની જીંદગીના એક ભાગને બીજા ભાગ સાથે બાંધી રાખનાર કાંઇ ખાસ નિયમ હોતો નથી. આવી જીંદગી માટે શું કહીએ? આવા માણસને આપણે જૂદો થઇ ગએલો એટલે છુટો પડેલો, નિરાળો થએલો જાણીએ છીએ. તેને નાસીપાસ થએલો ગણીએ છીએ એટલે કે તેના બધા ભાગો જુદા જુદા તુટી ગએલા હોય છે અને આમતેમ વેરાઇ ગએલા હોય છે.

---

## પ્રકરણ ૨૨.

## પ્રભુ.

આપણે આગલા પ્રકરણમાં વાંચી ગયા છીએ કે આપણા જીવનની વસ્તુસ્થિતિ જે વાનાંથી બને છે તે બધાં વાનાં જુદાં જુદાં હોતાં નથી, પણ એકઠાં થએલાં હોય છે અને આપણા પોતામાં પ્રગટ થએલાં હોય છે. આપણે એ જોઇ ગયા છીએ કે આવાં વાનાંનો સામાન્ય સંબંધ તે જગતનાં સર્વ વાનાંને ઐક્ય બનાવે છે, જેમ કે ફરજયુક્ત જીવન, સદ્‌ગુણનો સ્વભાવ અને ખરા જીવનથી ચારિત્ર બને છે તે ઉત્તમ પરીણામ છે.

આ શિવાય માનસિક જીવનમાં આથી પણ ગૂઢ ઐક્યતા સમાયલી છે કે જે મનુષ્યના પૂરેપૂરા સમજવામાં આવી શકતી નથી, અને જેને માટે દરેક મનુષ્ય પોતાને ઠીક લાગે તેવો તોડ બાંધે છે. કર્મયુક્ત જગત સાર્વત્રિક નિયમને અનુસરે છે. જુદી જુદી ફરજો તે સત્યના જુદા જુદા ભાગો છે કે જેમાં મનુષ્યના સત્ય વર્તનનો સમાવેશ થઇ જાય છે. જુદા જુદા સદ્ગુણો તે જુદા જુદા નિયમોના આદર્શરૂપ છે. સદ્ગુણ અને દુર્ગુણને માટે મળતા બદલા તથા શિક્ષા તેઓ જે રચનાથી સત્ય બને છે તેને સૂચવે છે. આપણે જે વડે સદ્ગુણ ગ્રહણ કરી શકીએ અને હરહમેશને માટે સદ્ગુણ અને બદલો, દુર્ગુણ અને શિક્ષાને એક બીજાથી બાંધી રાખનાર જે સત્તા કે જેના વિચારમાં આખું જગત સમાયલું છે કે જેની ઇચ્છા ફરજરૂપી આદર્શમાં પ્રગટ થએલી છે, જેની પવિત્રતા આપણાં ઉંચામાં ઉંચા આશયોમાં દેખાય છે તે તો પ્રભુ છે.

## ફરજ.

પ્રભુની સાથેનો સમાગમ તે સદ્ગુણનો રક્ષક છે, કે જેથી પરીક્ષણની સામે થઈ શકાય છે અને જેથી માનસિક તથા આત્મિક શક્તિ મળે છે. આપણાં મન એટલાં મોટાં નથી અને આપણું નિશ્ચયબળ એટલું પ્રબળ નથી હોતું કે આપણા વર્તન માટે બારીકમાં બારીક તપાસ કરી શકાય કે હરહમેશ આપણે દરેક બાબતમાં અમુક નિયમોને કે કાર્ય માટેના ઉદ્દેશોને તપાસી શકીએ. પ્રભુ એકલોજ આ માટે યોગ્ય છે.

આપણે તેને આપણા જીવનનો રક્ષક અને આપણા માનસ જીવનનો માલેક બનાવી શકીએ છીએ, અને જરૂર પડે ત્યારે મદદ માટે, માર્ગ માટે કે હિંમત માટે આપણે તેની પાસે જઇએ ને ખરા હૃદયથી માગીએ તો આપણે ખરા વર્તન માટે તથા ખરા આશયો માટે જોઇતી મદદ તેની પાસેથી મેળવી શકીએ છીએ; તે ઉપરાંત ઘણી વાર ફરજો માટે બહોળા વિચાર અને સદ્ગુણ માટે ઉમદા લાગણીઓ આપણને મળે છે કે જેવી ભાગ્યેજ આપણી પાસે પહેલા કદી પણ હોય. જેમ માબાપના પ્રેમથી બાળક સારૂં નરસું શીખી શકે છે અને તે પ્રમાણે વર્તવાને તેને બળવાન બનાવે છે તેમજ પ્રભુના પ્રેમથી આપણે પરીક્ષણની સામે થવા માટે બળ પામી શકીએ છીએ, આપણી ફરજ અદા કરવા બળ પામી

શકીએ છીએ, અને પ્રેમ તથા સત્યના રાજ્યને વધારવા માટે સતત પરિશ્રમ કરવા માંડીએ છીએ.

અમુક ધર્મને કે અમુક સિદ્ધાંતને આલેખવાનો આ પુસ્તકનો ઉદ્દેશ નથી. આ બાબતો તો દરેક મનુષ્ય પોતાના ઘરમાં માબાપ પાસેથી કે પોતાના દેવળમાં શીખી શકે છે. તો પણ જો આ બાબત મુકી દેવામાં આવે તો નીતિના વિષયની એક ખાસ અગત્યની બાબત કે જેની ઉપર આપણી હિંમત તથા મદદનો આધાર રહેલો છે તે આપણે ગુમાવી દઇએ અને તેથી આપણને આત્મિક તથા માનસિક બળ જોઇએ તે મળે નહિ.

ધર્મ અને નીતિ તે બન્નેને પરસ્પરની જરૂર છે. તે બંને ફરજ અને સદ્‌ગુણનાં રૂપો છે, એક તો વિગતવાળું અને ચોક્કસ રૂપ અને બીજું વિશ્વવ્યાપક અને ઘણુંજ બહોળું રૂપ છે. ધર્મ વગરની નીતિ તે રસ વગરની, જ્ઞાન વગરની, કંટાળાવાળા નિયમોની તથા જરૂરીયાતની યાદિ છે. નીતિ વગરનો ધર્મ તે ખાલી છે, નામનોજ છે અને માત્ર પડછાયા જેવોજ છે. જ્યારે તે બન્ને એકઠા થાય છે ત્યારેજ નીતિની અમુક ફરજોમાં અપૂર્ણ ઉત્સાહ મુકી શકીએ છીએ અને ધર્મના આવા પ્રગટીકરણથી વિશ્વવ્યાપક ધર્મનાં રૂપો બને છે ને તેથી આપણને આત્મિક જીવન મળે છે કે જે નિર્મળ તથા દ્દઢ, ઉચ્ચ તથા વ્યહવારૂ, સર્વોત્તમ તથા સત્ય હોય છે.

## સદ્‌ગુણ.

જેમ પ્રભુ પોતાના વિચારમાં સર્વ વાનાં લે છે અને સર્વ સદ્‌ગુણોને પોતાના ઉદ્દેશ બનાવે છે, તેમજ જે મનુષ્ય તેની સાથેના સમાગમમાં રહે અને પોતાની ઇચ્છાને તેને તાબે કરે છે, વિશ્વાસ રાખે છે ને પ્રેમ કરે છે, તે આવા આખા તથા પવિત્ર જીવનનો ભાગીદાર થાય.

પ્રભુના પરના પ્રેમને લીધે જે બધાને ચાહે છે તેને પ્રભુ ચાહે છે ને તેથી તે બધાં સારાં વાનાં પર પ્રેમ રાખે છે. પવિત્રતા એટલે સર્વ સારાં વાનાં પર પ્રેમ ને સર્વ ભુંડાઇ પ્રત્યે તિરસ્કાર.

એકદમ સહેલાઇથી પૂરેપૂરા પવિત્ર થઈ શકાતું નથી અને આ જીંદગીમાં તો ધાર્મિક કે માનસિક કોઇ પણ નિયમથી તેવા પૂરેપૂરા બની શકાતું નથી. માર્ગમાં વારંવાર પરીક્ષણો આવે છે ને ઘણાને

પાડી નાખે છે ને છેવટ સુધી તે દુ:ખ દે છે. પણ બુદ્ધિપુર્વક જે ધર્મ-પરાયણ માણસ તેની સામે થાય છે તે હરહમેશને માટે તેથી છુટકો પામે છે. જે પળથી માણસ પોતાની ઇચ્છાને પ્રભુને પૂરેપૂરી આધીન કરે છે અને પ્રભુના આશયો તથા વર્તનના નિયમો સ્વીકારે છે, તે પળથી તે નવું તથા પવિત્ર જીવન શરૂ કરે છે.

જુનાં પરીક્ષણો તેને એકાએક ખોટાં કામ કરવા ખેંચી લઇ જાય; જુની ટેવો પોતાનો દાવો કર્યાંજ કરે, જુની મોજમઝાઓ વારંવાર સ્મરણમાં આવ્યા કરે અને જુના દુર્ગુણો યાદ આવ્યા કરે.

તોપણ ખરૂં જોતાં તો તે બધાં નષ્ટ થઇ ગએલાં હોય છે, તેઓ તો કાપેલી ડાળીઓ ઉપરનાં પાંદડાં જેમ લીલાં દેખાય છે તેવાં હોય છે, અથવા તો જોસભેર દોડી આવતી આગગાડીનું ઇંજીન બંધ કરવામાં આવે તોપણ વેગને લીધે જેમ તે થોડે દૂર સુધી દોડી જાય છે તેવો વેગ કહીએ તો ચાલે.

પ્રભુ, કે જે પૂરેપૂરો શાણો છે તે જુએ છે કે એ માણસમાં પાપ મરણ પામ્યું છે, અને તેનો ન્યાય તે મુજબ કરે છે. જો માણસ આગલાં પાપો માટે તથા વર્તમાન ભુલો માટે ખરેખરો પસ્તાવો કરતો હોય, તેની ઇચ્છા મુજબ વર્તવા ખરેખર ચાહતો હોય તો પ્રભુ તેના ઉપર પૂરેપૂરો વિશ્વાસ મૂકે છે. આવો ન્યાય તે કેવળ દયાવાળોજ નથી. તે ખરેખર ન્યાય છે. ખરૂં જોતાં તો તે દયા તથા ન્યાયનો પ્રેમ સાથેની મીલાવટનો મુકાબલો છે. તે માણસના ખરા તથા આંતરિક જીવનનો ન્યાય છે, અને નહિ કે બહારની સપાટી પરના દેખાવનો, કારણ કે મનુષ્યના જીવનનો મુખ્ય આધાર તેના નિશ્ચયબળ ઉપર રહેલો છે. માણસ જેવો પોતે આંતરમાં હોય છે તેવોજ થવા પ્રયાસ કરે છે. જે વાનાંઓને તે પૂરેપૂરાં ધિક્કારે છે તેવો તે નથી હોતો.

## બદલો.

**પ્રભુ સાથેના સમાગમનો તથા વર્તનમાં સત્યવાદી થવાનો બદલો આત્મિક જીવન છે.** પ્રભુ સાથે ચાલનાર સત્યવાદી માણસ બધા ન્યાયી કાર્યમાં સામેલ થાય છે અને મનુષ્યની ઉન્નતિ તથા ભલાના દરેક કાર્યમાં તે પ્રવૃત્તિ રાખે છે. તેની દૃષ્ટિમાં મિલ્કત એ પવિત્ર જુમ્મો છે, વખત એ સુવર્ણની તક છે, સત્ય એ પ્રભુનું દાન છે, કુદરત

એ પ્રભુનો પોષાક છે, મનુષ્યજાતિ એ પવિત્ર બંધુમંડળ છે અને કુટુંબ, સમાજ અને રાજ્ય એ બધાં પ્રભુ તરફથી બનાવવામાં આવેલાં છે અને તેમાંના કાયદાઓ પ્રભુએ આપેલા છે. પ્રભુની ઉત્પન્ન કરેલ આખી સૃષ્ટિમાં તે પ્રભુપરાયણ મનુષ્ય, પોતાના પ્રભુ પરના આગ્રહી પ્રેમને લીધે, આનંદ માને છે. જે પ્રભુનું છે તે બધું તેનું છે કારણ કે તે પ્રભુનો બાળક છે, અને આ બધાં વાનાં પર તેનો બાળક તરીકે વારસાનો હક છે.

ધર્મપરાયણ માણસ માટે, સેવા કરવા માટે, ભોગ આપવા માટે, ભક્તિ માટે તથા ગ્રહણ કરવા માટે હદ વગરનું બહોળું ક્ષેત્ર છે. આ વિશ્વ તેના પિતાનું ઘર છે માટે તે તેનું પોતાનું ઘર છે. તેમાં જે બધું છે તે પ્રભુએ આપેલ પ્રકૃતિનો વિકાસ કરવા માટેના સાધનરૂપ છે.

**ધર્મ એ નીતિનો મુગટ તથા સારરૂપ છે.** ધર્મ ફરજ તથા સદ્‌ગુણના જુદા જુદા ભાગોને એકઠા કરે છે કે જે આપણે અત્યાર સુધી નીતિના અભ્યાસમાં જુદા જુદા તપાસી જોયા છે. સર્વની તથા અપાર પ્રેમી પ્રભુની ઈચ્છાથી આપણે આપણી સર્વ ફરજો તથા આપણા સદ્‌ગુણો કેળવી શકીએ એ માટે ધર્મ છે.

## પરીક્ષણ.

**પ્રભુની વિશ્વવ્યાપક ઈચ્છા, જે નિષ્પક્ષપાતી છે અને બધાને સરખોજ લાભ આપનારી છે, તે કેટલીક વાર વ્યક્તિગત હિત સાથે અથડાય છે.** જો તે પ્રબળ હોય છે તો તેની સામે આપણે બળવો કરવા લલચાઈએ છીએ. જો તે પોતાની ઇચ્છા આપણને જણાવીનેજ અટકી જાય છે ને આપણી સ્વતંત્ર ઇચ્છા ઉપર આપણને વર્તવા સૂચવે છે, તો ઘણી વાર આપણે તેની વિશ્વવ્યાપક હિતની ઇચ્છાનો આપણા પોતાના હિતને ખાતર ભોગ આપવા લલચાઇએ છીએ. ધર્મની દૃષ્ટિએ મનુષ્યની પોતાની ઇચ્છા એજ સર્વ લાલચ છે. જ્યારે પ્રભુ આપણને આપણા સર્વ અંગત લાભોનો ભોગ આપવા કહે છે ત્યારે તેની ઇચ્છા જે હોય છે તે એવી તો ગૂઢ હોય છે કે આપણે તે બરાબર સમજી શકતા નથી, અને ઘણીવાર તો એવી બહોળી હોય છે કે આપણે તેને ગ્રહણ કરી શકતા નથી. આવે અણીને પ્રસંગે આપણને ફકત વિશ્વાસજ મદદ આપી શકે છે—એવો વિશ્વાસ કે પ્રભુ આપણા કરતાં ડાહ્યો છે;

એવો વિશ્વાસ કે તેના વિશ્વવ્યાપક નિયમો વ્યકિતગત્ નિયમો કરતાં ઘણા સારા છે અને એવો વિશ્વાસ કે મનુષ્યના પોતાના હિત કરતાં વિશ્વવ્યાપક હિત એ વધારે અગત્યનું છે. આવો વિશ્વાસ મળવો મુસ્કેલ છે અને મળે તો તે નીભાવવો મુસ્કેલ છે; અને તેથીજ આપણી સમિપ હરહમેશ આપણી પોતાની ઈચ્છારૂપી પરીક્ષણ રહેલું હોય છે અને તે ઘણુંજ બળવાન છે.

## ખામીનો દોષ.

**પાપ એ ખામી છે, તે આપણા સત્ય જીવનની ભુલ છે કે જે પ્રભુ સાથેના સમાગમથીજ દેખાઈ આવે છે.**

**પાપ એટલે પ્રભુથી વેગળા રહેવા માટેનો પ્રયાસ છે અથવા તો જાણે પ્રભુ ન હોય એમ વર્તવું તે છે.** તે પ્રભુના કાયદાઓ તોડવા તે છે. તે એવો પ્રયત્ન સુચવે છે કે જેદ્વારા આપણે આપણી પોતાનીજ સૃષ્ટિ રચીએ અને તેમાંથી પ્રભુને દૂર રાખીએ ને તેના કાયદા બહાર રહીએ. બધાં ખોટાં કૃત્યો, બધા દુર્ગુણો, બધી ગફલતો તે પ્રભુની ઇચ્છાનો ભંગ કરવા જેવાં કાર્યો છે. પણ જ્યાં સુધી માણસ પ્રભુની ઇચ્છા જાણતો નથી અને તે જાણ્યા બાદ જાણી જાઇને તે ઇચ્છાઓનો ભંગ કરતો નથી ત્યાં સુધી તેનો સ્વેચ્છાથી વર્તવાનો દુર્ગુણ પાપરૂપ થતો નથી.

## અતિશયોક્તિનો દોષ.

**પ્રભુએ નિર્માણ કરેલી ફરજો તથા મનુષ્યના સંબંધની વિરૂદ્ધમાં જે પ્રભુ પ્રત્યેની ભક્તિ દર્શાવવામાં આવે છે તે દંભ છે.** "જો કોઇ કહે કે, હું દેવ પર પ્રીતિ કરૂં છું, પણ પોતાના ભાઈ પર દ્વેષ કરે છે, તો તે જુઠો છે, કાંજે પોતાના ભાઇને તેણે દીઠો છે તે પર જો પ્રીતિ કરતો નથી, તો દેવ જેને તેણે દીઠો નથી તે પર તે પ્રીતિ કરી શકતો નથી" (૧ યોહા. ૪; ૨૦).

ખરો ધર્મ વિશ્વાસથી શરૂ થાય છે ને તેનું પરીણામ કાર્યોમાં આવે છે. તે પ્રભુ પાસેથી સત્ય પ્રાપ્ત કરવામાં તથા સાથી મનુષ્યો પર પ્રેમ કરવામાં બળ મેળવી શકે છે. જો પ્રભુ માટે વિશ્વાસ ઓછો થાય અને મંડળી, સમાજ કે ધર્મગુરૂ પર રાખવામાં આવે; જો સાથી મનુષ્યોની સેવા માટે કાર્ય કરવામાં ન આવે પણ તેનો દેખાવ ફક્ત આંડબર તથા બહારની ક્રિયામાંજ સમાઇ જતો હોય તો આપણો ધર્મ વ્યર્થ તથા

ખોટા થઇ જાય છે અને આપણે ફરોશીઓ જેવા દંભી થઇએ છીએ.

## શિક્ષા.

**પાપની શિક્ષા મોત છે.** આપણે અત્યાર સુધી જોઇ ગયા છીએ કે દરેક દુર્ગુણની શિક્ષા આપણા સ્વભાવના કોઇને કોઇ ભાગને નુકશાન કરનાર, દબાવી દેનાર, તથા તેમાં સડો દાખલ કરનાર હોય છે. અમિતાહારીપણાથી દરદ લાગુ પડે છે; ઉડાઉપણાથી દરિદ્રતા આવે છે, ઘાતકીપણાથી પશુવત્ બની જવાય છે, કુવર્તનથી તોછડાઇ આવે છે, એકલવાસથી એકલા પડી જવાય છે, અને રાજ્યદ્રોહથી ગેરવ્યવસ્થા આવે છે. જેટલા પ્રમાણમાં મનુષ્ય પ્રભુની પ્રગટ ઇચ્છાઓ વિરૂદ્ધ જાણી-જોઇને વર્તે છે તેટલાજ પ્રમાણમાં પાપ, દુઃખ, નાશ તથા સડો લાગે છે, આપણે આ દુનીઆમાં પ્રભુના બધાજ કાયદાઓ તોડી ન શકીએ અને તેનાથી પુરેપુરી રીતે વેગળા અને દુર્ગુણી ન રહી શકીએ. આમ કરીએ તો તરતજ આપણું મરણ થાય. જે માણસ બધાજ દુર્ગુણવાળો હોય ને જો તેનામાં એકે સદ્‌ગુણ ન હોય તો તે બધાનેજ અકારો લાગે છે. અને તેને પોતાને પણ પોતાનું જીવતર દુઃસહ લાગે છે. આવા પાપી તથા દુર્ગુણી જીવનની સજા મનુષ્યથી જીવતાં સહન ન થઇ શકે તેવી મોટી હોય છે. આવો ભયંકર મનુષ્ય ભાગ્યેજ કોઇ હોય છે. કેટલાક સારા ગુણો પાપની છેવટની શિક્ષાથી ખરાબમાં ખરાબ મનુષ્યને પણ બચાવી શકે છે. તો પણ જે મનુષ્ય જાણી જોઇને પ્રભુને પોતાનો મિત્ર તથા માર્ગદર્શક થવા દેતો નથી, અને પોતાની ઇચ્છા તથા પાપને પોતાના જીવનને ચલાવવા દે છે, તો તે માણસનું જીવન એવા માર્ગ પર હોય છે કે જેનો અંત મરણથીજ આવે છે. તે સારા વાતાવરણથી વેગળો થાય છે અને જીવનના સેવા તથા ભક્તિરૂપી વર્તન કે જેથી સત્ય જીવન મળે છે તે વગરનો થાય છે. તે બહારના એવા અંધકાર તરફ ચાલ્યો જાય છે કે જ્યાં સદ્‌ગુણરૂપી પ્રકાશ નથી, અને જ્યાં જે બધા દુર્ગુણો આપણે વાંચી ગયા તેજ વસે છે. "પાપ, જ્યારે તે વધે છે ત્યારે મોત લાવે છે." **"પાપની સજા મરણ છે."**

**સમાપ્ત.**

## વ્યવહારિક નીતિની

| વિષય. | ફરજ. | સદ્‌ગુણ. | બદલો. |
|---|---|---|---|
| ખાન તથા પાન | જુસ્સો, બળ. | મિતાહારીપણું | તંદુરસ્તી |
| વસ્ત્રાભુષણ | સારો દેખાવ | ચોખ્ખાઇ | માનવંત |
| અંગકસરત | કસરત કરવી | આનંદી સ્વભાવ | બળ |
| કામધંધો | ભરણપોષણ | મહેનત | ધન |
| મિલ્કત | જોગવાઈ | કરકસર | પુષ્કળતા |
| લેવડદેવડ | સરખાપણું | પ્રમાણીકતા | સ્વમાન |
| જ્ઞાન | સત્ય | સત્યતા | વિશ્વાસ |
| વખત | ઐક્યતા | ડહાપણ | મિલાવટ |
| સ્થળ | નિયમ | સુવ્યવસ્થા | લાયકાત |
| કીસ્મત | મોટાઇ | હિમ્મત | માન |
| કુદરત | કદર | અસર | ઉત્સાહ |
| પશુ | કાળજી | દયા | કોમળતા |
| સાથી મનુષ્યો | સાથીપણું | પ્રેમ | ઐક્યતા |
| ગરીબ | મદદ | સખાવત | સહાનુભૂતિ |
| ખોટાં કૃત્યો કરનાર | ન્યાય | માફી | સુધારો |
| મિત્રો | પ્રીતિ | વફાદારી | પ્રેમ |
| કુટુંબ | સભાસદ | વફાદારી | ઘર |
| જાતિ | ઉત્પત્તિ | પવિત્રતા | કુટુંબિક જીવન |
| રાજ્ય | બંધારણ | સ્વદેશાભિમાન | સુધારો |
| સમાજ | સહાયતા | જાહેર જુસ્સો | સ્વતંત્રતા |
| પોતે | પૂરો વિકાસ | દિલોજાનીથી કામ કરવું | ચારિત્ર |
| પ્રભુ | તાબે થવું | પવિત્રતા | જીંદગી |

# રૂપરેખા.

| પરીક્ષણ. | ખામીનો દોષ. | અતિશયોક્તિનો દોષ. | શિક્ષા. |
|---|---|---|---|
| ખોટી ભૂખ કે તૃષા | અનાહારીપણું | અમિતાહારીપણું | દરદ |
| આડંબર | મેલા રહેવું | નખરાં કરવાં | ધિક્કાર |
| ઉન્માદ | સુસ્તી | તોછડાઈ | અશક્તિ |
| સુખચેન | આળસ | અતિશય કામ | ગરીબાઈ |
| મોજમઝા | ઉડાઉપણું | કંજુસાઇ | તંગી |
| નફો | અપ્રમાણિકતા | બીજાને અતિશય મદદ | અધમ સ્થિતિ |
| અજ્ઞાન | જુઠાણું | ગપ | અવિશ્વાસ |
| મોજમઝા | મુલ્તવી રાખવું | ફીકર | અશાંતિ |
| અવ્યવસ્થા | બેદરકારીપણું | હદ કરતાં વધારે નિયમો | અડચણ |
| જોખમ | બીકણપણું | જુગાર | શરમિંદાપણું |
| ઉપયોગ | મૂઢપણું | ઢોંગ | સ્થીરતા |
| બેરીકરાઈ | ઘાતકીપણું | તાબે થવું | અધમતા |
| બેદરકાર થવું | સ્વાર્થી | ઢોંગ | ઝઘડો |
| જૂદાઇ | કંજુસાઇ | ખોટી દયા | વિરોધ |
| વૈર | સખતાઇ | ખોટી દયા | અવરોધ |
| દગો | એકલવાસ | ભડભડીઆપણું | એકલવાસ |
| સ્વતંત્રતા | પોતામાં સર્વસ્વનો સમાવેશ | પોતાને ભૂલી જવું | એકાંત જીવન |
| મલિનતા | વેશ્યાપણું | લંપટતા | દરદ |
| લુંટ | રાજ્યદ્રોહ | મહત્ત્વાકાંક્ષા | અંધેર |
| સ્વાર્થ | હલકાપણું | મોટાઈ | અટકાવ |
| આનંદ | અવિચારી | ખોટો દેખાવ | બગાડ |
| પોતાની ઇચ્છા | પાપ | ઢોંગ | મરણ |